॥ શ્રી ગણેશાય નમઃ ॥

મહાકવિ-પ્રેમાનંદ કૃત

અસલ-મોટું

# ઓખાહરણ



**રાગ આશાવરી** એક નામ મુજને સાંભર્યું, શ્રી ગૌરી પુત્ર ગણેશ; પાર્વતીના અંગથી ઉપજ્યો, તાત તણો ઉપદેશ. ૧. માતા જેની પાર્વતી ને પિતા શંકર દેવ; નવ ખંડમાં જેની સ્થાપના કરે જુગ ભૂતળ સેવ. ૨. સિંદુરે શણગાર સજ્યા ને કંઠે પુષ્પના હાર, આયુધ ફરશી કર ધરીને, હણ્યા અસુર અપાર. ૩. પહેલા કરમાં જળકમંડળ, બીજે મોદિક આહાર; ત્રીજા કરમાં ફરશી સોહીએ, ચોથે જપમાળ રે. ૪. ચાલો સહિયરો દેરે જઈએ, પૂજીએ ગણપતિરાય. મોટા લીજે મોદિક લાડુ, લાગીએ શંભુ સૂતને પાય. ૫. એવા દેવ સાચા મુનિવાચા, પૂરે મનની આશા, બે કર જોડી કહે જન વૈષ્ણવ, દાસ તણો જે દાસ.

## કડવું-૧લું.

**શ્રી અંબાજીની પ્રાર્થના** આદ્યશક્તિ મા અંબા પ્રગટ્યાં, જ્યાં પવન નહીં પાણી; સુરિનર મુનિવર સર્વે કળાણા, તું કોણે ન કળાણી. ૧. તારું વર્ણન કઈ પેરે કરીએ; જો મુખ રસના એક; સહસ્રફેણા શેષનાગને મા ! તોયે ન પામ્યો ભેદ. ૨. જુજવાં રૂપ ધરે જગદંબા; રહી નવખંડે વ્યાપી; મહા મોટા જડ મુઢ હતા મા ! તેમની દુરમત કાપી. ૩. ભક્તિભાવ કરી ચરણે લાગું, મા આદ્યશક્તિ જાણી; અમને સહાય કરવા તું સમરથ નગર કોટની રાણી. ૪. તું તારા ત્રિપુરા ને તોતળા, નિર્મલ કેશ રંગે રાતા; બીજી શોભા શી મુખે કહીએ રચના બની બહુ ભાતે. ૫. હંસાવતી ને બગલામુખી વહાણવટી તું માય; ભીડ પડે તમને સંભારું, કરજો અમારી સહાય. ૬. મા સેવક જન તારી વિનંતી કરે, ઉગારજો અંબે માય; બ્રહ્મા આવી પાઠ કરે, વિષ્ણુ વાંસળી વાય. ૭. શિવજી આવી ડાક વગાડે નારદજી ગુણ ગાય, અબીલ ગુલાલ તણા હોય ઓચ્છવ, મૃદંગના ઝણકાર. ૮. સિંહાસને બેઠી જગદંબા



અમૃત દષ્ટે જોતી, સોળે શણગાર તેં સજ્યા મા, નાકે નિરમળ મોતી. ૯. ખીર અને મધ શર્કરા આરોગો અંબા માય; અગર કપૂરે તારી કરું આરતી, સેવક જન શિર નમાય; ૧૦. તું બ્રહ્માણી તું રુદ્રાણી તું દેવાધિ દેવા, સકલ વિશ્વમાં તું છે માતા કરું તારી સેવા. ૧૧. માના શરણ થયા પ્રતિપાલન, પહોંચી મનની આશ; કુશળ ક્ષેમ રાખજો અંબા મા સર્વેને, એમ કહે ત્રિપુરાદાસ રે. ૧૨.

## કડવું-૨જું.

**રાગ કેદારો** હું તો શ્રી પુરુષોત્તમ શિર નામું, હું તો સકળ પદારથ પામું; વામું રે દુઃખ સકળ કલેવર તણાં રે, **રાગ-ઢાળ** દુઃખ સકળ વામું કલેવરનાં, સુણતાં પાતક જાય; ઓખાહરણ જે સાંભળે, મહારોગ થકી મૂકાય. ૧. તાવ-તરીઓ એકાંતરીઓ ન ચઢે તેની કાય; ભૂતનો ભણકારો તેને, ન આવે સ્વપ્નમાંય. ૨. પરિક્ષિત પૂછે કહોને શુકજી ઓખાનો મહિમાય, કોણ રીતે થયો ઓખા અનિરુદ્ધનો વિવાહ. ૩. પ્રથમથી ને નવમ સુધી કહ્યા મને નવસ્કંધ; હવે દસમની કહી કથા; જેમ ઉપજે આનંદ. ૪. હરિએ વૃંદાવનમાં લીલા કીધી વાયો મધુરો વંશ; પ્રથમ મારી પુતનાને; પછી પછાડ્યો કંસ. ૫. પછી પધાર્યા દ્વારીકામાં, પરણ્યા છે બહુ રાણી; સોળ સહસ્ર શત આણી, તેમાં અષ્ટ કરી પટરાણી. ૬. તેમાં વડા જે રૂક્ષ્મણી. પ્રદ્યુમન તેના તન; પ્રદ્યુમનના અનિરુદ્ધ કહીએ કર્મ, કથા પાવન. ૭. આદ્ય બ્રહ્મા સૃષ્ટિ કરતા મરીચી જેના તન, મરીચીના સુત કશ્યપ કહીએ, હરિણ્યકશ્યપ રાજન. ૮. વિષ્ણુ ભક્ત પ્રહ્લાદજી તેને વહાલા શ્રી ભગવંત; પ્રહલાદ સુત વિરોચન, બળીરાય તેનો તન. ૯. બળી તણો સુત બાણાસુર, જેનું મહારુદ્ર ચરણે મન; એક સમે ગુરુજી શુક્ર આવ્યા; ત્યારે બોલિયા, વચન. ૧૦. અહો ગુરુજી અહો ગુરુજી કહોને તપ મહિમાય; શુક્ર વાણી બોલિયા, તું સાંભળ ને જગરાય. ૧૧. ત્રણ લોકમાં ભોળા શંભુ આપશે વરદાન; મધુવાનમાં જઈ તપ કરો, આરાધો શિવ ભગવાન રે. ૧૨.

## કડવું-૩જું.



**રાગ મારુ** રાય તપ કરવાને જાય છે, તે તો આવ્યો મધુવન માંય રે; કીધું રાયે નિર્મળ જળે સ્નાન રે, ધરિયું શિવજી કેરૂં ધ્યાન રે. ૧. રાય બેઠા છે આસન વાળી રે, કર જમણામાં જપમાળ ઝાલી રે, માળા ઘાલ્યા સુગ્રીએ કાને રે, તોયે આરાધે શિવ ભગવાન રે. ૨. રુધિર માંસ સુધાઈ ગયું રે, શરીર સૂકા કાષ્ટવત સમ થયું રે; મહા તપીઓ, કેમે નવ બોલે રે, એના તપથી ત્રિભુવન ડાલે રે. ૩. વળતા બોલ્યા શંકરરાય રે, તમે સાંભળો ઉમિયાય રે, એક અસુર મહા તપ સાધે રે, મારું ધ્યાન ધરીને આરાધે રે. ૪. કોણ કહીએ જેનો બાપ રે, તે તો માડી બેઠો મહાજાપ રે, તમે કહો તો એને વરદાન આપું રે, કહો તો પુત્ર ગણીને સ્થાપું રે. ૫. વળતાં બોલ્યાં રુદ્રાણી રે, મારી વાત સુણો શૂળ પાણી રે; દૂધ પાઈને ઉછેરીએ સાપ રે,

આગળ ઉપજાવે સંતાપ રે. ભેદ ભસ્માંગદનો લહ્યો રે, વરદાન પામીને પૂંઠળ થયો રે. વરદાન રાવણને તમે આપ્યાં રે, તેણે જાનકીનાથ સંતાપ્યા રે. ૭. માટે શી શિખામણ દીજે રે, ભોળા રૂડું ગમે તે કીજે રે, વળતા બોલ્યા શિવરાય રે, તમે સાંભળો ઉમિયાય રે. ૮.સેવા કરી ચઢાવે જળ રે, તેની કાયા કરું નિરમળ રે; સેવા કરી ચઢાવે સુગંધ રે, બુદ્ધિ કરું ધન ધન રે. ૯. જે કોઈ ચઢાવે બિલિપત્ર રે, તેને ધરાવું સોનાનું છત્ર રે; સેવા કરીને વગાડે ઝાલ તાલ રે, તેને કરી નાખું ન્યાલ રે. ૧૦. નારી પાનિએ બુદ્ધિ તમારી રે, આપતાં ન રાખીએ વારી રે; હું તો ભોળાનાથ રે, મૂકાયો બાણાસુર શીર હાથ રે; તું તો જાગ બાણાસુર રાય રે, તને વરદાન આપે શિવરાય રે. ૧૨. હું તો જાગું છું મહારાજ રે, આપો શોણિતપુરનું રાજ રે, શિવ માગું છું વારંવાર રે, મને આપો કર હજાર રે. ૧૩. કર એકેક એવો કીજે રે, દશ સહસ્રા હસ્તી તણું બળ દીજે રે; અસ્તુ કહીને શિવે વર આપ્યો રે, બાણાસુરને પુત્ર કરી સ્થાપ્યો રે.૧૪.

## કડવું-૪થું.



**રાગ આશાવરી** વરદા પામી વળિઓ બાણાસુર, શોણિતપુરમાં જાય; વનનાં વાસી પશુ પંખી તે લાગ્યાં બ્હીવાય. ૧. કાંઈ ન દીઠું સાંભળ્યું, જેમ સમીણ ચાલ્યું જાય; આવીને જોવા લાગ્યાં સર્વે દીઠો બાણાસુર રાય. ૨. નગર સમીપે ચાલી આવ્યો બાણાસુર બળવાન; કૌભાંડ નામે રાય તણે ઘર, પ્રગટ થયો પ્રધાન. ૩. કોઈક દેશની કન્યા લાવી પરણાવ્યો રાજન, દેશ જીતવા સંચર્યો, રાય બાણાસુર બળવંત. ૪. પાતાળે નાગલોક જીતી ચાલ્યો તેણી વાર; દેશ દેશના મહીપતી જીત્યા, કહેતાં ન આવે પાર. ૫. સ્વર્ગે જઈને જીત્યા, સર્વે દેવ નાઠા જાય, સૂરજે વળતી સાંગ આપી બાણાસુર તણા કરમાંય. ૬. જીતી સૂરજ પાછો વળિયો મળિયા નારદમુનિ; પ્રણામ કરીને પાયે લાગ્યો, તેણે સમે રાજન. ૭. ઓ નારદજી, ના થયું મારું કામ, એકે જોધ્ધો ન મળ્યો સ્વામી, પહોંચે મનની હામ. ૮. નારદ વાણી બોલીયા, તું સુણ બાણાસુર રાય; જેણે તુજને હાથ આપીયા, તે શિવ શું કર સંગ્રામ. ૯.

## કડવું-૫મું.

**રાગ ઢાળ** કૈલાસ પર્વત જઈ રાજાએ ભીડી બાથ; જળમાંહી જેમ નાવ ડોલે, એમ ડોલે ગિરિનાથ. ૧. ટોપ કવચ ને ગદા ફરશી, કડકડાટ બહુ થાય; તેણે સમે ઉમિયાજી, મનમાં લાગ્યાં રે બ્હીવાય. ૨. જઈને શંકરને ચરણે નમિયાં, અહો શિવરાય, શાને કાજે બીહો પાર્વતી, આવ્યો બાણાસુરરાય. ૩. શોણિતપુરનું રાજ્ય આપ્યું, ઉપર કર હજાર; વળી માંગવા શું આવ્યો છે, અંધ તણો કુમાર. ૪. સહસ્ર હાથ તો મુજને આપ્યા, તે તો સ્વામી સત્ય; એક યોદ્ધો મુજને આપો, યુદ્ધ

કરવા સમર્થ. ૫. આવો શિવ આપણે બે વઢિયે, આપ આવ્યા મારી નજરે, ભૂંડા તું એ શું બોલ્યો, ખોટી હઠ આ તજ રે. ૬.

## કડવું-૬ઠ્ઠું.

રાગ-ઢાળ તે તો તારા વણ કહે મેં, ઉપજાવ્યો છે એક; જે કર છેદન કરી તારા કરશે કટકા અનેક. ૧. તે તો સ્વામી કેમ જાણું; ચિન્તા મુજને થાય; લે બાણાસુર જા હું આપુ તુજને એક ધજાય. ૨. જયારે ધ્વજા એ ભાંગી પડશે, ત્યારે કર તારા છેદાશે, રુધિર તણો વરસાદ વરસશે, તારા નગર મોઝર. ૩. ત્યારે તું એમ જાણજે, રિપુ ઉત્પન્ન થયો સાર; વરદાન પામી વળિયો બાણાસુર, શોણિપુરમાં જાય. ૪ એક સમે મહાદેવ કહે, મારે તપ કરવાનું મન, તેણે સમે ઉમિયાએ માંડયું અતિ રુદન. ૫. અહો શિવજી, જનમારો કેમ જાય; મારે નથી એકે બાળક તો, કહો વલે શી થાય. ૬. મહારુદ્ર વાણી બોલીયા લે આ મારું વરદાન, એક પુત્ર ને એક પુત્રી ઉપજાવજે સંતાન. ૭. વરદાન આપી મહાદેવજી વન તપ કરવાને જાય; ઉમિયાજી નાહવાને બેઠા, વિચાર્યું મનમાંય. ૮. શિવના ઘર મોટા જાણીને, રખે આવતું કોય; બાળક; બારણે મેલું તે, બેઠાં બેઠાં જોય. ૯. દક્ષિણ અંગથી મેલ લઈને અઘડ ઘડિયું રૂપ; હાથ, ચરણ ને ઘુંટણ પાની, ટૂંકું અંગ સ્વરૂપ. ૧૦. ચતુર્ભુજ ને ફાંદ મોટી, પરમ દીસે વિશાળ, શોભા તેની શી કહું હું, કંઠે ઘુંઘરમાળ. ૧૧. પહેલા કરમાં જળકમંડળ, બીજે મોદિક આહાર; ત્રીજા કરમાં ફરસી સોહિએ, ચોથે કર જપમાળ. ૧૨. ગણેશ ને ઉપજાવીને બોલ્યાં પાર્વતી માત; એની પાસે જોડ હોય તો, કરે તે બેઠાં વાત. ૧૩. વામ અંગથી મેલ લઈને, ઘડિ કન્યા રૂપ, શોભા તેની શી વાત કહું, શુકદેવ કહે સુણ ભૂપ. ૧૪. સેંથો ટીલડી રાખડી અંબોડે વાંકી મોડ, કંઠ કપોત અને કામની તેડે મોડા મોડ. ૧૫. કોથળી ફૂલની, વેલણ ડાબલી, રમતાં નાનાં ભ્રાત, કંકુ પડો નાડાછડી, તે આપ્યો લઈને હાથ. ૧૬. વલણ-પરિક્ષિતને શુકદેવ કહે, કુંવર કન્યા જેહ રે, ઘર સાચવવાને બાળકો, બે પ્રગટાવ્યાં તેહ રે. ૧૭.

## કડવું-૭મું.

રાગ-ઢાળ દેવી નાવણ કરવા બેઠાં, નારદ આવ્યા ત્યાંય. બાળક બે જોઈને નાઠા, ગયા શિવજી જ્યાંય. ૧. નારદ ચાલી આવિયા, મધુવન તતખેવ, ઓ રે શિવજી ઓ રે શિવજી; નફટ ભૂંડી ટેવ. ૨. વનવગડામાં ભમતા હીંડો માથે ઘાલો ધૂળ. આક ધંતૂરો વિજ્યા ચાવો; વાળ્યો આડો આંક. ૩. તમે રે વનમાં તપ કરો, ને ઘેર ચાલ્યું ઘર સુત્ર; તમો વિના તો ઉમિયાજીએ ઉપજાવ્યા છે પુત્ર. ૪. મહાદેવ ત્યાંથી પરવર્યા કૈલાસ જોવા જાય, ગણપતિ વાણી બોલિયા, આડી ધરી મહાકાય. ૫. અલ્યા જટિલ જોગી, ભસ્મ ચોળી દિસંતો અદ્દભૂત, આજ્ઞા વિના અધિકાર નહિ, હોય પૃથ્વીનો જો ભૂપ. ૬. વચન આવું સાંભળી ને કોપિયા શિવરાય, લાતો ગડદા પાટું મૂકી આવ્યા ઘરની માંય. ૭. ગણપતિનો ગડદો પડે બ્રહ્માંડ ભાંગી જાય, ત્રીલોક તો ખળભળવા લાગ્યું, આ તે શું કહેવાય. ૮. ત્યારે શિવજી કોપિયા છે, ચડી મનમાં રીસ; કોપ કરીને ત્રિશૂળ મેલ્યું, છેદ્યું ગણપતિનું શીશ. ૯. માગશર વદી ચોથને દહાડે પુત્ર માર્યો તર્ત, તે દહાડાથી ચાલ્યું આવ્યું ગણેશ ચોથનું વ્રત.

૧૦. તે મસ્તક તો જઈને પડ્યું, ચંદ્રના રથમાંય તેથી ચતુર્થીને દિવસે ચંદ્ર પૂજન થાય. ૧૧. એવે શિવજી ઘરમાં આવ્યા, જ્યાં ઉમિયાજી નહાય, ઓખા બેઠી'તી બારણે તે નાસી ગઈ ઘરમાંય. લવણ કોટડીમાં જઈને પેઠી, મનમાં વાત વિચારી, ભાઈના કકડા કીધા માટે મુજને નાંખશે મારી. ૧૩. મહાદેવજી ઘરમાં ગયાને ઝબક્યાં ઉમિયા મન; નેત્ર ઉઘાડીને નીરખિયું, ત્યારે દીઠા પંચવદન. ૧૪. વસ્ત્ર પહેરી ઉમિયા કહે છે, કેમ આવ્યા મહાદેવ, આક ભાંગ ધંતૂરો ચાવો, નફ્ટ ભૂંડી ટેવ. ૧૫. નાહતા ઉપર શું દોડયા આવો; સમજો નહિ મન માંહે, બે બાળકો મેલ્યાં બારણે કેમ આવ્યા મંદિર માંહે. ૧૬. છાની રહે તું પાપીણી મેં જોયું પારખું બધું; આટલા દહાડા સતી જાણતો, પણ સર્વ લૂંટી ખાધું. ૧૭. મુજ વિના તેં તો પ્રજા કીધી એવું તારું કામ, પારવતીજી ! તમે રાખ્યું હિમાચલનું નામ. ૧૮. વચન એવું સાંભળી ઉમિયાજીને ઊઠી જ્વાળ, કાલે તમે કહી ગયા હતા, જે પ્રગટ કરજો બાળ. ૧૯. ત્યારે શંકરે નીચે જોયું, મનમાં વાત વિચારી, તારી પુત્રી તો નાસી ગઈ, તારા પુત્રને નાંખ્યો મારી. ૨૦.

## કડવું-૮મું.

**સાખી** વાડી વિના વેલડી ઝૂરે, વાછરૂં વિના ઝૂરે ગાય; બાંધવ વિના ઝુરે બેનડી, પુત્ર વિના ઝૂરે માય. ૧. ધન ધાન્ય અને પુત્ર, પુત્ર જ આગેવાન, જે ઘર પુત્ર ન નીપજ્યો, તેનાં સુનાં બળે મસાણ. ૨. પુત્ર વિના ઘર પાંજરૂં, વન ઊભે અગ્નિ બાળીશ; શિવ શાથી માર્યો ગણપતિ; મારો પુત્ર કયાંથી મેળવીશ. ૩. **રાગ વિલાપનો** વલણ-બોલો હો બાળા રે, હો ગણપતિ બોલો હો બાળા. ટેક. ઉમિયાજી કરે રુદન, હો ગણપતિ શિવ રે શાને માર્યો તન, હો ગણપતિ. ૧. શિવ પુત્ર વિનાની જેની માય, હો ગણપતિ, તેની સંપત્તિ પર ઘેર જાય, હો ગણપતિ. ૨. તે તરણાથી હળવી થાય, હો ગણપતિ. ૩. ત્યારે શિવને આવ્યુ છે જ્ઞાન, હો ગણપતિ, મેં તો આપ્યું હતું વરદાન, હો ગણપતિ. ૪. પેલા નારદિયાનું કામ હો, ગણપતિ. એ જૂઠા બોલો છે તેનું નામ. હો ગણપતિ. ૫. એણે વાત કરી સર્વે જૂઠી, હો ગણપતિ. હું તો તપથી આવ્યો ઊઠી, હો ગણપતિ. ૬. મેં માર્યો તમારો તન, હો ગણપતિ. આ ઉગ્યો શો ભૂંડો દન, હો ગણપતિ. ૭.

**રાગ આશાવરી** નંદી ભૃંગી મોકલ્યા તે, પહેલી પાળે જાય; હસ્તી એક મળ્યો માર્ગમાં તે શિર કીધો ધાય. ૧. ગજનું મસ્તક લાવીને ધડ ઉપર મેલ્યું નેટ; ગડગડી ને હેઠે બેઠું આગળ નીકળ્યું પેટ. ૨. કાળા એના કુંભસ્થળ વરવા એના દાંત. આગળ એને સૂંઢ મોટી, લાંબા પહોળા કાન. ૩. દેવોમાં જાશે શું પોપાશે, અપાર મુજને દુઃખ, દેવતા સર્વે મેણાં દેશે, ધન પાર્વતીની કુખ. ૪. ત્યારે શિવજી બોલિયા, સુણો વાત હે સતી, સુરીનર મુનિવર પૂજશે ગણનાયક ગણપતિ. ૫.

## કડવું-૯મું.

**રાગ સાખી** રૂપ ગુણને વાદ પડ્યા, ચાલ્યા રાજદ્વાર, ગુણને આપ્યાં બેસણાં, પછી રૂપને કર્યા

જુહાર, ૧. રૂપ તો આપ્યાં શિવ નાગરાં, કોઈ જોગી અવધુત, ચતુરાઈ દીધી જે ચારણાં, વળી કોઈ રજપુત. ૨. પુન્ય વિના ધન કયા કામકો, કયા કામકો ઉદવ વિણ કુંભ; એ દો વસ્તુ કુછ ન કામકી, જેમ ગુણ વિના રૂપ. ૩. સ્વરૂપ દિયો શિવ ચાતુરી, ગુણ ન દિયો લગાર, રૂપ તમારું પાછું લો, રૂપ ગુણ વિણ છે ભાર. ૪.

### કડવું-૧૦મું.

**રાગ મારૂ** પંથી જ્યારે ચાલે ગામ, પહેલું લે ગણપતિનું નામ, કથા ગ્રંથ આરંભે જેહ, પ્રથમ ગણપતિ સમરે તેહ. ૧. સૌભાગ્યવંતી શણગાર ધરે, ગણપતિ કેરું સ્મરણ કરે, સોની સમરે ઘડતાં ઘાટ, પંથી સમરે જોતાં વાટ. ૨. પંચવદનના દહેરામાંય, પહેલી પૂજા ગણપતિની થાય; એ વિના મુજને પૂજે તો, સર્વ મિથ્યા થાય. ૩ ઉથલો શાને કાજે રુવે પાર્વતી, શાને લોચન ચોળે; જેને ઘેર વિવાહ વાજન હશે, ત્યાં બેસશે ઘી ને ગોળે રે. ૪.

### કડવું-૧૧મું.

**રાગ ઢાળ** ઓખા કહી ઉમિયાએ, સાદ કર્યા બે ચાર; ત્યારે ઓખા આવી ઊભી, નીસરીને ઓરડીની બહાર. ૧. મરાવીને ભાઈને તું તો નાસી ગઈ, મહાદેવે ગણપતિને માર્યો તે સુધ મને નવ કહી. ૨. તે માટે તારું અંગ ગળજો, લુણે ખોજે કાય; જા દૈત્યના કુળમાં અવતરજે, એણી પેર બોલ્યાં માય. ૩. ઓખાબાઈ તો થર થર ધ્રૂજ્યાં, એ વાત અટંક; અપરાધ પાખે માત મારો આવડો શો દંડ ? ૪. ઉમિયા કહે મેં શાપ દીધો, તે કેમ મિથ્યા થાય; દૈત્યકુળમાં અવતરજે, જે દેવ કોઈ વરી જાય. ૫. ચૈત્રના મિનારકમાં બાઈ તાહરો રે મહિમાય; ઓખાહરણ જે સાંભળે મહારોગ થકી મૂકાય. ૬. ચૈત્ર માસના ત્રીસ દહાડા અન્ન અલુણું ખાય. ત્રીસ નહી તો વળી, પાંચ દહાડા પાછલા જે કહેવાય. ૭. પાંચ દિવસ જો નવ પાળે તો, ત્રણ દિવસ વિશેક; ત્રણ દિવસ ન થાય તો કરવો દિવસ એક. ૮. એ પ્રકારે વ્રત કરવું, સમગ્ર સ્ત્રી જન; અલુણું ખાયે ને અવની સુવે, વળી એક ઉજ્જ્વળ અન્ન. ૯. દેહ રક્ષણ દાન કરવું, લવણ કેરું જેહ, પાર્વતી કહે, પુત્રીને સૌભાગ્ય ભોગવે તેહ. ૧૦. વૈશાખ સુદી તૃતીયાને દિને તું, આવજે મુજ પાસ; ગોર્ય કરીને પુત્રી મહારી પુરીશ મનની આશ. ૧૧. શુકદેવ કહે રાજા સુણો અહીં થયો એહ પ્રકાર; હવે બાણાસુરની શી ગત થઈ, તેનો કહું વિસ્તાર. ૧૨. **વલણ** કહું વિસ્તાર એનો સુણો રાજા નિરધાર રે; હવે બાણાસુર ત્યાં રાજ કરતો શોણિતપુર મોઝાર રે. ૧૩. Part-I ૫૬ Mom

### કડવું-૧૨મું.

**રાગ સામગ્રીની ચાલ** રાય બાણાસુરને બારણે વાળવા આવી રે ચંડાળ; નિત્ય પડી રજ વાળીને કર્યું ઝાકઝમાળ. બાણાસુરને બારણે. ૧. રાય મેડિયેથી હેઠે ઉતર્યો, થયો પ્રાતઃકાળ, મુખ આગળ આડી ધરી, સાવરણી તે સાર. બાણાસુર. ૨. રાય બાણાસુર વળતો વદે, મનમાં પામી



દુ:ખ, મુજને દેખી કેમ ફેરવ્યું; અલી તારું રે મુખ. બાણાસુર. ૩. ત્યારે ચંડાલણી વળતી વદે, સાંભળીએ રાય; તમો ઊંચ અમો નીચ છું, મુખ કેમ દેખાડાય ? બાણાસુર. ૪. ત્યારે બાણાસુર વળતો વદે, સાંભળ રે ચંડાલણી નાર; સાચું રે બોલને કામિની, નહિતર મારું ઠાર. બાણાસુર. ૫. ત્યારે ચંડાલણી વળતી વદે, સાંભળો રાજન; સાચું બોલું જેવો ઘટે તેવો દેજો દંડ. બાણાસુર. ૬. પ્રાત:કાળે જોઈએ નહિ વાંઝિયાનું વદન; તમારે કોઈ છોરું નથી, સાંભળો હો રાજન. બાણાસુર.૭.

## કડવું-૧૩મું.

**રાગ આશાવરી** ચંડાળ તો કોય નથી રાય, દશ વિધના કહેવાય; પહેલો ચંડાળ તેને કહીએ, નદી ઊતરી નવ નહાય. ૧. બીજો ચંડાળ તેને કહીયે પુત્રીનું ધન ખાય; ત્રીજો ચંડાળ તેને કહીએ, દુભે માત પિતાય. ૨. ચોથો ચંડાળ તેને કહીએ પારકું ધન ખાય, પાંચમો ચંડાળ તેને કહીએ જેનું મેલું મન. ૩. છટ્ઠો ચંડાળ તેને કહીએ, કરમાયું વદન; સાતમો ચંડાળ તેને કહીએ, નહીં તનયા કે તન. ૪. આઠમો નવમો ચંડાળ તેને કહીએ, હરે પારકી નાર. ૫. દશમો ચંડાળ તેને કહીએ, જે કરમ ચંડાળ.૬.

## કડવું-૧૪મું.

**રાગ આશાવરી** બળિયો બાણાસુર રાય, પુત્ર માગવાને જાય; મહાદેવજીની પાસે આવી, બેઠો તપ કરવાય ૧. હજાર હાથે તાળી પાડી, તવ રીઝયા શ્રી મહાદેવ, આપો ને આપો શિવજી પુત્ર એક તતખેવ. ૨. ચિત્રકોપ લહિયાને તેડ્યા કર્મ તણા જોનાર; પૂર્વે રાજા તું તો કહાવે વૈશ્ય તણો અવતાર. ૩. તારા ઘેર એક જ હતો; લાડકવાયો બાળ; ભોજન કરવા તું તો બેઠો, તે સાંભળને ભૂપાળ. ૪. તુજ ભાણામાં જમવા આવ્યો; વેગે તારો બાળ, માટીવાળા હાથ હતા બાળકને તે વાર. ૫. ત્યારે તુજને સંખ્યા આવી, હાંકી કાઢ્યો બાળ બાળક ત્યારે થર થર ધ્રૂજ્યો, સાંભળને ભૂપાળ. ૬. બાળકને તો રીસ ચઢીને નવ ગણ્યો કાંઈ તાત રે, તુજને પુત્ર વહાલો નથી, માટે તું વાંઝિયો રહેજે જન્મ સાત રે.૭.

## કડવું-૧૫મું.

**રાગ ઢાળ** ઉમિયા વાણી બોલિયાં, સુણ બાણાસુર રાય; તારા મનમાં જો ગમે તો તને આપું એક કન્યાય. ૧. ત્યારે બાણાસુર કહે, પુત્રી મારે કોટીક પુત્ર સમાન; મુજને ટાળે વાંઝિયો, આપો એ વરદાન. ૨. કોઈક દેશનો રાજા જોઈશ, રાખશે મારું નામ; પોષ માસથી પૂરણ માસે, પૂરણ થશે મન કામ. ૩. વર પામી વળીઓ બાણાસુર, શોણિતપુરમાં જાય; બાણામતીને ગર્ભ રહ્યો છે,

તેનો કહું મહિમાય. ૪. પોષ માસથી પૂરણ માસે પ્રગટ થઈ કન્યાય; વધામણિયા પરવરિયા રાજસભામાં જાય. ૫. શાણા જોષી તેડીઆ, તેની જન્મપત્રિકા થાય, વિદ્યા બળે કરી ગુરુજી બોલ્યા, પોતે તેણી વાર. ૬. પહેલી ઉમિયાજીના અંગથી પ્રગટી છે કન્યાય; તેને નામે રાશી જોઈને, નામ ધરજો ઓખાય. ૭. ગ્રહ વેળા શુભ લગ્નમાં, સંતાન પ્રગટી છે સાર, એથી તારા હાથનો વેગે ઊતારશે ભાર. ૮. ત્યારે આકાશવાણી એવી થઈ, તું સાંભળ ભૂપ નિરધાર, એ પુત્રી ઈચ્છાવરને વરશે, કો કારણ રૂપ કુમાર. ૯. જ્યારે પુત્રી પરણશે ત્યારે વરતશે હાહાકાર, ભાર ઊતારશે તુજ હાથનો, તુજ જમાત્ર તેણીવાર. ૧૦. તે માટે તેડી પ્રધાન એણી પેરે પૂછે રે રાય; દેવ વચન મિથ્ય નવ થાય, તે માટે કરવો શો ઉપાય. ૧૧. રચો માળિયા સુંદર સાર, તે માટે કરો ઉપાય; ઓખા અને ચિત્રલેખાને, મેલો મંદિર માળિયામાંય રે. ૧૨.

## કડવું-૧૬મું.

**રાગ ધનાશ્રી** પરિક્ષિતે પ્રશ્ન કર્યો વિચારજી; કહો કેમ પ્રગટ થઈ બેઉ નારીજી, ઓખા ને ચિત્રલેખા કેમ ધર્યા નામજી. કોઈ વિધિએ આવ્યાં અસુરને ધામજી. ધામ આવ્યાં અસુરને, તેણે કામ સૌ દેવનાં કર્યાં; મને વિસ્તારીને વર્ણવો એ કેવી રીતે અવતર્યાં. ૧. શુકદેવ કહે સુણ પરીક્ષિત અભિમન્યુ કુમાર, પ્રશ્ન તે પૂછયો મને સંદેશ ખોલું નિરધાર. ૨. એક વાર દેવ પાતાળે નાઠા, બાણાસુરના તાપથી, ત્યારે વરુણ કેરા જગતમાં કન્યા પ્રગટી આપથી. ૩. કન્યા કહે કેમ પ્રગટ કીધી, કહો અમ સરખું કામ, ત્યારે દેવ કહે દૈત્ય દુઃખ દે છે, બાણાસુર જેનું નામ. ૪. કન્યા કહે દુઃખ કાં ધરો બાણાસુર આવશે પાતાળ. ૫. ત્યારે મને પુત્રી કરીને સોંપજો હું જઈશ એને ઘેર, સાંકડી સગાઈએ સુતા થઈને કરાવું ભૂપની પેર. ૬. તેણે સમે પાતાળ આવ્યો; બાણાસુર રાજન, તેને દેવે કરી દીકરી આપી પ્રસન્ન થઈ ને મન. ૭. પ્રધાન કહે સ્વામી સાંભળીએ; આપો મુજને બાળ; કન્યાદાન કુંવરીનું દઉં, તો ઊતરે શિરની ગાળ. ૮. ત્યારે રાજા કહે પ્રધાનને; આ પુત્રી મૂકું વન; કાલે તેડીને તું આવજે, જાણે નહીં કોઈ જન. ૯. પ્રભાતે પ્રધાન આવ્યો. પુત્રી બેઠી જ્યાંય, પુત્રી તો સમાધી લઈ હરિ ધ્યાન ધરે છે ત્યાંય. ૧૦. વાયુ દ્વારા તેણે રૂંધિયા ને, રૂંધ્યા શ્વાસો શ્વાસ, જમણા પગના અંગુઠા પર ઊભી રહી છે ખટ માસ. ૧૧. તે જોઈને પાછો વળ્યો; પછી પુર ભણી પ્રધાન; ખટ માસ પૂરણ તપ થયું, ત્યારે પધાર્યા ભગવાન. ૧૨. માગ્ય કહેતાં કન્યા કહે, મને કરો આજ્ઞા પ્રકાશ, ભૂત ભવિષ્ય વર્તમાન જાણું, ને ચડું આકાશ. ૧૩. એટલે પ્રભુએ તેને પાંખ આપી, વર આપીને વળીઆ હરિ; પ્રધાન આવ્યો પુર વિશે, તે કૌભાંડ પુત્રી કરી. **વલણ** કુંવરી થઈ પ્રધાનની, તેનું પરાક્રમ કોઈ પ્રીછે નહિ, શુકદેવ કહે રાય, સાંભળો, એ ચિત્રલેખાની ઉત્પત્તિ કહી. ૧૫.

## કડવું-૧૭મું.

**રાગ સામેરી** ભાદરવે જે કરે હળોતરા, શત્રુ પાસે માગે ભીખ, જે ઘેર પુત્રી લાડકવાયી તેનાં માબાપ માગે ભીખ. ૧.બાળો અગ્નિ બધું વન દહે, છળ વડે પર્વત કોરાય, અબળા રૂઠી જે કરે, મણિધરે નવ કળાય. ૨. એટલો અંત ન લીજીએ. જો ઈચ્છીએ કુશળ ક્ષેમ. ૩.

**રાગ ઢાળ** નગર થકી એક જોજન રાજાએ મહેલ રચાવ્યો સાર, ગોખ બારીને અટારી તેના કહેતાં ના આવે પાર. ૧. મસ્તક મણી મોતીએ જડ્યાં. માંહે પીરોજાના ઘાટ, હયશાળા છે, હિંચવા હીંડોળા ખાટ. ૨. દિવસ માસ ને વરસ ગયાં, કન્યા મોટી થાય, ચિત્રલેખાને સંગ રમતાં, ઉલટ અંગ ન માય. ૩. સવા લાખ જોધ્ધા રખવાળે, મેલ્યા છે રાજન, એમ કરતાં ઓખાબાઈનું આવ્યું છે જોબન. ૪. તમે રાત્રે જાગો તો નવ મીંચો લોચન રે, ઓખા કેરા માળિયામાં રખે સંચરે પવન રે. ૫.

**રાગ ઢાળ** શોણિતપુર પાટણ ભલું, રાય બાણાસુરનું નામ; ઓખા તેની પુત્રી કહીએ કરતી ઉત્તમ કામ. ૧. ઘડી એકમાં લાવે સોગઠાં, ઘડી એકમાં પાટ; નાના વિધની રમત રમે; ઘડી એક હીંડોળે ખાટ. ૨. ઘડી એકમાં ઢીંગલી પોતિયા, રમતની હોડાહોડ; હિંડોળે હિંચવાને કાજે, રેશમ કેરી દોર. ૩. ઘમ ઘમ ઘુઘરા ગાજે, ઘુઘરડીનો ઘોર, નાના વિધનું ગાણું ગાતાં મધુર નીકળે શોર. ૪. રમે જમે આનંદ કરે. પહેલાં મંગળ ગાય રે; જોનબવંતી થઈ છે ઓખા, મંદિર માળિયામાંય રે.૫.

## કડવું-૧૮મું.

**રાગ સામેરી** જોબનિયું વધ્યુ રે, ઓખા નાનકડી રે લોલ. મારે જોબનિયાની જાય બેની; ઘડી ઘડી રે લોલ, તું તો સાંભળ સહિયર, મારી બેનડી રે લોલ. મારો મૂરખ પિતા કાંઈ જોતો નથી રે લાલ. ૧. બોલી ઓખા વળતી વાણી, સાંભળ બેનડી રે લોલ, મારો જાય કન્યાકાળ, વર જોતો નથી રે લોલ. ૨. મારા જોબનિયાનો લટકો દહાડા ચાર છે રે લોલ. ટાણે રે મળશે પણ નાણે નહિ મળે રે લોલ. ૩.

## કડવું-૧૯મું.

**રાગ આશાવરી** પાંચ વર્ષની પુત્રી, તે તો ગવરી રે કહેવાય, તેને કન્યાદાન દે તો કોટી યક્ષ ફળ થાય. ૧. પણ પુત્રી કેરા પિતાને, કોઈ કહાવો રે વધાઈ, ગાંધર્વ વિવાહનું ફળ જેને, વર્ષ થાય છે નવ. ૨. એમ કરતાં વળી વચમાં આવી પડે કાંઈ વાંક. ૩. મનુષ્ય વિવાહનું ફળ જેને, અગિયારે આડો આંક. ૪. એમ કરતાં વરસ જાય ને, બાર પૂરાં થાય; પુત્રીનું મુખ પિતા જુએ, તો બેસે બ્રહ્મ હત્યાય રે. ૫.

## કડવું-૨૦મું.

**રાગ આશાવરી** ચિત્રલેખા એણી પેર બોલી, સાંભળ સહિયર વાત; તારે કાજે નહિ પરણાવે, બાણ તારો તાત. ૧. તારે કાજે પરણાવે, છેદાય રાયનો હાથ, તારે કાજે નહિ પરણાવે, પ્રધાન મારો તાત. ૨. તાત કેરી આજ્ઞા લઈ આવોને ઓખાય, વચન સાંભળી ઓખા વળતી ત્યાંથી ચાલી. ૩. તાત આપો આજ્ઞાય, તો શંભુ પૂજવા જાઉં; બાણાસુર પ્રત્યે પુત્રીએ, એવું વચન ઊચાર્યું. ૪. ઘેલી પુત્રી એમ ન કહીએ, બેસી રહો મંદરિ માંય, ઘેર આવે મહાદેવજી, પૂજીને લાગો પાય. ૫. વચન સાંભળી ઓખા ચાલ્યાં, પોતે તેણી વાર; ચિત્રલેખા સહિયર મારી ઉપાય કરવો સાર.

**રાગ ઢાળો** નગર થકી એક જોજન રાજાએ મહેલ રચાવ્યો સાર, ગોખ બારીને અટારી તેના કહેતાં ના આવે પાર. ૧. મસ્તક મણી મોતીએ જડ્યાં. માંહે પીરોજાના ઘાટ, હયશાળા છે, હિંચવા હીંડોળા ખાટ. ૨. દિવસ માસ ને વરસ ગયાં, કન્યા મોટી થાય, ચિત્રલેખાને સંગ રમતાં, ઉલટ અંગ ન માય. ૩. સવા લાખ જોધ્ધા રખવાળે, મેલ્યા છે રાજન, એમ કરતાં ઓખાબાઈનું આવ્યું છે જોબન. ૪. તમે રાત્રે જાગો તો નવ મીંચો લોચન રે, ઓખા કેરા માળિયામાં રખે સંચરે પવન રે. ૫.

**રાગ ઢાળો** શોણિતપુર પાટણ ભલું, રાય બાણાસુરનું નામ; ઓખા તેની પુત્રી કહીએ કરતી ઉત્તમ કામ. ૧. ઘડી એકમાં લાવે સોગઠાં, ઘડી એકમાં પાટ; નાના વિધની રમત રમે; ઘડી એક હીંડોળે ખાટ. ૨. ઘડી એકમાં ઢીંગલી પોતિયા, રમતની હોડાહોડ; હિંડોળે હિંચવાને કાજે, રેશમ કેરી દોર. ૩. ઘમ ઘમ ઘુઘરા ગાજે, ઘુઘરડીનો ઘોર, નાના વિધનું ગાણું ગાતાં મધુર નીકળે શોર. ૪. રમે જમે આનંદ કરે. પહેલાં મંગળ ગાય રે; જોનબવંતી થઈ છે ઓખા, મંદિર માળિયામાંય રે.૫.

## કડવું-૧૮મું.

**રાગ સામેરી** જોબનિયું વધ્યુ રે, ઓખા નાનકડી રે લોલ. મારે જોબનિયાની જાય બેની; ઘડી ઘડી રે લોલ, તું તો સાંભળ સહિયર, મારી બેનડી રે લોલ. મારો મૂરખ પિતા કાંઈ જોતો નથી રે લાલ. ૧. બોલી ઓખા વળતી વાણી, સાંભળ બેનડી રે લોલ, મારો જાય કન્યાકાળ, વર જોતો નથી રે લોલ. ૨. મારા જોબનિયાનો લટકો દહાડા ચાર છે રે લોલ. ટાણે રે મળશે પણ નાણે નહિ મળે રે લોલ. ૩.

## કડવું-૧૯મું.

**રાગ આશાવરી** પાંચ વર્ષની પુત્રી, તે તો ગવરી રે કહેવાય, તેને કન્યાદાન દે તો કોટી યક્ષ ફળ થાય. ૧. પણ પુત્રી કેરા પિતાને, કોઈ કહાવો રે વધાઈ, ગાંધર્વ વિવાહનું ફળ જેને, વર્ષ થાય છે નવ. ૨. એમ કરતાં વળી વચમાં આવી પડે કાંઈ વાંક. ૩. મનુષ્ય વિવાહનું ફળ જેને, અગિયારે આડો આંક. ૪. એમ કરતાં વરસ જાય ને, બાર પૂરાં થાય; પુત્રીનું મુખ પિતા જુએ, તો બેસે બ્રહ્મ હત્યાય રે. ૫.

## કડવું-૨૦મું.

**રાગ આશાવરી** ચિત્રલેખા એણી પેર બોલી, સાંભળ સહિયર વાત; તારે કાજે નહિ પરણાવે, બાણ તારો તાત. ૧. તારે કાજે પરણાવે, છેદાય રાયનો હાથ, તારે કાજે નહિ પરણાવે, પ્રધાન મારો તાત. ૨. તાત કેરી આજ્ઞા લઈ આવોને ઓખાય, વચન સાંભળી ઓખા વળતી ત્યાંથી ચાલી. ૩. તાત આપો આજ્ઞાય, તો શંભુ પૂજવા જાઉં; બાણાસુર પ્રત્યે પુત્રીએ, એવું વચન ઊચાર્યું. ૪. ઘેલી પુત્રી એમ ન કહીએ, બેસી રહો મંદરિ માંય, ઘેર આવે મહાદેવજી, પૂજીને લાગો પાય. ૫. વચન સાંભળી ઓખા ચાલ્યાં, પોતે તેણી વાર; ચિત્રલેખા સહિયર મારી ઉપાય કરવો સાર.

## કડવું-૨૧મું.

**રાગ સામેરી** ઓખા તારે શ્રવણે ઝબુકે ઝાલ રે. ઓખા તારે કુમ કુમ રાતા ગાલ રે; ઓખા તું તો, હંસની ચાલે ચાલ રે, ઓખા તારે ચણિયો ચોળીને ચૂંદડી રે. ૧. ઓખા તારે બાંયે બાજુ બંધ રે, ઓખા તારું મુખડું પૂનમ ચંદ રે. ૨. ઓખા તારા તેજ તણો નહીં પાર રે, ઓખા તને વર્ષ થયાં દસ બાર રે, ઓખા તારે પાલવે નેપુર વાજતા રે. ૩

## કડવું-૨૨મું.

**સાખી** હાં રે બેની તારે વિછુવા, કર કંકણ મુદ્રિકા હાર; એ પુરુષ વિના પહેરે પ્રેમદા, તેનો ધિક પડ્યો અવતાર. ૧. સેંથો ટીલડી રાખડી, નયને કાજળ કુમકુમ આડ; પુરુષ વિના પહેરે પ્રેમદા, તેનો ધિક પડ્યો અવતાર ૨.

**ચોપાઈ ચાલ ફેર** બાઈએ તોડી નાખ્યા હાર રે; આ તું લે તારા શણગાર રે, હું તો નહિ પામું ભરથાર રે, નહિ ઓઢું ઘાટડી રે. ૧. બાણાસુર મારો બાપ રે, કોણ જનમનાં પાપ રે, નહિ પરણાવે બાપ નહિ જોઉં વાટડી રે. ૨.

## કડવું-૨૩મું.

**રાગ ગોડી** વર વરવાને થઈ ને, પ્રગટયાં સ્ત્રીનાં ચેનજી; ઓખા કહે છે ચિત્રલેખાને, સાંભળ મારી બહેનજી. સહિયર શું અણસારે દોહ્યલા કેમ લીજે. મારી બેન રે દોષ કર્મને દીજે. અણસારે કે; વિષે ઘોળી ઘોળી પીજે. ટેક. ૧. આજ મારે ભૂંડું જોબનિયું, મદ પૂરણ મારી કાયજી; પિતા તો પ્રીછે નહિ, મારો કુંવારો ભવ કેમ જાય રે. સહિયર. ૨. સાસરે નિત્ય જાય ને આવે, મુજ સમાણીજી; હું અપરાધણ હરખે પીડાણી આંખે ભરું નિત્ય પાણી રે. રૂડી શય્યાએ સૂતાં, નિંદ કઈ પેરે આવે રે. સહિયર. ૩. જળ વિનાની વેલડીને, પાત્ર વિના જેવું અન્ન રે, ભરથાર વિના ભામિની એ તો દોહલા કાઢે દન રે. સહિયર ૪. ધન્ય હશે કામિનીને જેણે કંઠે કંથ ગ્રાહી રાખ્યોજી; હું અભાગણી પરણ્યા પીયુનો અધરરસ નવ ચાખ્યો રે. સહિયર. ૫. મરજાદા માટે માણસ કરે, આંખનો અણસારો જી; સુખ તો મેં સ્વપ્ને દીઠું, વ્યર્થ ગયો જન્મારો જી. સહિયર. ૬. સ્વામી કેરો સંગ નહિ શ્યામને, એથી બીજું શું નરશું જી, નવ રહી આશા પરણ્યા કેરી; મુજ જોબન જાય ઝરતું રે. સહિયર. ૭. બીજી વાત રૂચે નહિ મુજને, ભરથાર ભોગમાં મનજી; આંહીં પુરુષ આવે તો પરણું, નવ પૂછું જોષીને લગ્ન રે. સહિયર. ૮. વચન રસિક કહેતાં તરુણી ભારે આવે લટકતી ચાલે જી; પ્રેમ કટાક્ષે પિયુને બોલાવે, તે રૂદિયા ભીતર સાલે રે. સહિયર. ૯. સુખ દુઃખ કર્મે કર્યું છે, હું લેવાઈ મારે પાપેજી, બાંધોગરી મારા કર્મે કરી, શૂળીએ ચઢાવી મારા બાપે રે. સહિયર. ૧૦. મરકલડે મુખે મધુર વચને, મરજાદ નવ આણીજી; શાક પાક પિયુ ને નવ પિરસ્યાં, આઘો પાલવ તાણી રે. સહિયર. ૧૧. અકળ ગતિ છે ગોવિંદજીની શું ઉપજશે બેનીજી; ગોપાળનું ગમતું થાશે, મનડું મારું રહે નહિ રે. સહિયર.

## કડવું-૨૪મું.

**રાગ મેવાડની દેશી** ઓખા ને કહે ચિત્રલેખા જો, તું તો સાંભળ બાળ સ્નેહી જો, આપણે મોટા મા બાપના છોરું, તે કેમ કરીએ કાળું રે ગોરું જો. ૧. બેની લાંછન લાગે કુળમાં જો પ્રતિષ્ઠા જાય એક પળમાં જો, અમે તો તમ પાસે ન રહીએ જો; જઈ બાણાસુરને કહીએ જો. ૨. વાત બાણાસુર રાય જાણે જો, આપણા બે નો અંત જ આણે જો, મને મેલી ગયો તારી પાસે જો. ૩. રહ્યો વિશ્વાસે જો, તુજમાં દીસે છે અપલક્ષણ જો; બેની છોકરવાદ ન કીજે જો. તારા બાપ થકી તો બીહે જો. ૪. તને દેખું છું મદમાતી જો, નથી પેટ ભરી અન્ન ખાતી જો; તારું વચન મને નથી ગમતું જો, જોબનિયું હશે સઉને ગમતું જો; ૫. કામ વ્યાપે સર્વે અંગે જો, બહેનો રહીયે પોતાના ઢંગે જો; તું તો બેઠી નિહાળે પંથ જો, કારાગ્રહમાં કયાંથી હશે કંથ જો. ૬. તેં તો મને આંખમાં ઘાલી જો, માથે છાણા થાપીને ચાલી જો; હું પ્રીછી દામનું કારણ જો, બહેની હૈયામાં રાખજે ધારણ જો. ૭. તું તો જુવે લોકનાં ઓઠાં જો, વામણું કયાંથી પામશે કોઠાં જો, બેની ડગલાં ન ભરીએ લાંબાં જો; ઉતાવળે ન પાકે આંબા જો. ૮. આવ્યો ચઈતર માસ એમ કરતાં જો, પછી ઓખાજી વ્રત આચરતાં જો; મારી ઓખાબાઈ સલુણાં જો, નિત્ય અન્ન જમે અલુણાં જો. ૯. દીપક બાળે ને અવનીએ સુવે જો, માત ઉમિયાને આરાધે જો; થયું પૂરણ વ્રત એક માસે જો, કોઈ જાણે નહિ એકાંતે જો. ૧૦.

**વલણ** આવાસ એક સ્થંભ વિષે વ્રત કીધું ઓખાય રે. સ્વપ્નમાં સંયોગ સ્વામીનો ભટ્ટ પ્રેમાનંદ ગાય રે.

## કડવું-૨૫મું.

**રાગ ઢાળ** બાઈ તું એ કુંવારી, હું એ કુંવારી સાંભળ સહિયર વાત. ગોર્યમાની પૂજા કરીએ; જો પામીશું નાથ. ૧. કોણ માસે કોણ દહાડે, ગોર્યમાની પૂજા થાય, મને કરી આપો પૂતળાં હું પૂજું મારી માય. ૨. ફાગણ વદ બીજના દહાડે, કરવું રે સ્થાપન. ૩. શય્યા પથારી સંદેશરના ફૂલ, પૂજે અરચી ચોખા, પામે જે જે વસ્તુ અમૂલ્ય. ૪.



## કડવું-૨૬મું.

**રાગ ધોળ** ગોર્યમા ! માગું રે મારા બાપના રાજ, માતા સદાએ સોહાગણી. ૧. ગોર્યમા ! માગું મારા ભાઈનાં રાજ, ભાભી તે હાલ હુલાવતી. ૨. ગોર્યમા ! માગું રે મારા સસરાનાં રાજ; સાસુને પ્રજા ઘણી. ૩. ગોર્યમા ! માગું રે, દિયર જેઠના રાજ, દેરાણી જેઠાણીનાં જોડલાં. ૪. ગોર્યમા ! માગું રે તારી પાસ; અખંડ હેવાતણી ઘાટડી. ૫. ગોર્યમા ! માગું રે, હું તો વારંવાર ચાંદલો, ચૂડો ને રાખડી. ૬. ગોર્યમા ! માગું રે, સરખા સરખી જોડ, માથે મનગમતો ધણી. ૭.

## કડવું-૨૭મું.

**રાગ ઢાળ** એક દહાડે ચિત્રલેખાને, ઊંઘ આવી સાર, વાસી પુષ્પે કરતી પૂજા, ઓખા તો નિરધાર. ૧. એટલે ચિત્રલેખા જાગી જુવે તો વાત બની વિપ્રિત; વાસી પુષ્પ ચઢાવ્યાં દીઠાં, થઈ રહી ભયભીત. ૨. વાસી પુષ્પે પૂજા કીધી, નહી પામે ભરથાર; ભરથાર જો હું નહિ પામું, સાંભળ મોરી માય. ૩. આ લે તારાં પૂતળાં, મારી પૂજે છે બલાય, ઉપર પાણી રેડીએ તો આફુડાં ધોવાય. ૪. ઊંચેથી પછાડીએ ભાંગીને ભૂકો થાય. તું લે આ તારા પૂતળાં મારી પૂજે છે બલાય. ૫. પંદર દહાડા પૂજા કીધી, બોલાવ્યાં નહિ બોલે, તું તો બહેની કહેતી હતી, જે નહિ ગોર્યમા તોલે. ૬. પકવાન પેંડો મેલીએ તો કકડો કોર ન ખાય; તું આ લે તારા પૂતળાં મારી પૂજે છે બલાય રે.૭

**સાખી** શિવના લીજે વારણાં, જેણે નેત્ર બાળ્યો કામ, ત્રિપુરા દૈત્યને વિદારીઓ, હું તો કેમ મેલું શિવ નામ રે. ૧. શિવ અખંડાનંદ જેણે ગંગા ધારી શીશ. ભગીરથ તપથી ઊઠ્યા, હું કેમ મેલું તે ઈશ. ૨. શિવ ભોળો સૂવે શમશાનમાં, ચોળે અંગે રાખ; માગે ભિક્ષા વ્રત; આપે તેને લાખ. ૩.

## કડવું-૨૮મું.

**રાગ ઢાળ** હિમાચળનો ભાણેજ ભાઈ, ગણપતિ મારો વીર, મહાદેવની પૂજા કરીએ મન રાખીને ધીર. ૧. ખેચરી ગતમાં ઓખા ચાલ્યાં તેનો કહું વિસ્તાર, સ્નાન કરી કામિનીએ તો સજ્યા સોળ શણગાર રે. ૨. નેપુર વાજે વિછવા ગાજે, ઝાંઝરનો ઝણકાર, માથે દામણી ઝુમણું ને વળી એકાવળ હાર. ૩. જડાવ ચૂડલો ઝુલતી માથે દામણીને; દામણીએ ચકલીઓ ચાર: પગે પાયલ નેપુર વાજે ઘુઘરીનો ઘમકાર. ૪. વાળે વાળે મોતી પરોવ્યાં, મોતી શેરો સોળ, દરપણ લીધું હાથમાં ને, મુખે ભરિયા તંબોળ. ૫. પકવાન થાળ મોતીએ ભરીયે માંહે શ્રીફળ ફોફળ પાન; આક ધંતૂરો અગશીઓ શંખાવળી નિરવાણ. ૬. આકાશ માર્ગે પક્ષિણી તે વેગે ચાલી જાય, ઈંદ્ર કેરું વિમાન ચાલે, એવી છે શોભાય. ૭. મહાદેવને પાર્વતી બેઠાં, પાસ રમતાં સાર; મહાદેવ કહે છે પાર્વતીને, ઓ આવી કોઈ નાર. ૮. સ્વામી કાંઈ ઘેલા થયા એ બાણ તણી કુમાર; હવે તું એમ જાણે છે, તેનો કરશે અંગીકાર. ૯. પાર્વતીએ મન વિચાર્યું, હવે તો વંઠી વાત, મહાદેવજીને કામી જાણી; લોચન દીધો હાથ. ૧૦. ત્રીજું લોચન ઉઘાડયું, શંકરને લલાટ; પાસે આવી ઓખા દીઠી, લજ્જા પામ્યા તાત. ૧૧. તેણે સમે ઓખા આવી ઉમિયાને લાગી પાય, આવડી ઉતાવળી થઈ આવી, નહિ પામે ભરથાર રે. ૧૨.

## કડવું-૨૯મું.

**સાખી** ઓખા કહે અમે પેઠાં પાણીમાં, તરવા તુંબાં ગ્રહ્યાં; હું આવી સમુદ્ર વચમાં, તુંબાં ફુટી ગયાં. ૧. ઓખા કહે તરસ લાગી મારા તનમાં ત્રાસ, સરોવર તીરે હું ગઈ; પીવા ઝબોળી કાય, મારાં ભર્યાં સરોવર ગયાં સૂકાઈ. ૨. આણી જ તીરેથી અમે, અળગાં થયાં; પેલી તીરે નવ ગયાં, કરમ તણે સંજોગ અમે, મધ્ય જળ વચ્ચે રહ્યાં. ૩. હું તો આવી ઈશ્વર પૂજવા, સામો દીધો શાપ, પરણ્યા પહેલું [illegible] થયું, મારા કીયા જનમનાં પાપ. ૪. ઉમિયા તું તો મારી માવડી, છોરુંને

ન દીજે છેહ; માવિતર તમો, કેમ છૂટશો, હું તો પુત્રી તમારી તેહ. ૫.

### કડવું-૩૦મું.

**ઢાળ** પ્રેમે પ્રદક્ષિણા કરીને, કર જોડ ઊભી બાળ; પાર્વતી કહે માગ્યું, વર હું આપુ તે તત્કાળ. ૧. ઓખા વળતું વચન બોલી, હરખાશું તેણી વાર, માત મુજને આપીએ, મારા મન ગમતો ભરથાર. ૨. ત્રણ વાર માગ્યું, ફરી ફરી ને વર આપો આ દિશ; લાજ મૂકીને ઓખા બોલી તવ ચડી પાર્વતીને રીસ. ૩. નિર્લજ થઈ તેં કામ જ કીધું, માટે દઉં છું તુજને શાપ. જા પરણજે ત્રણ વાર તું, એમ બોલ્યાં પાર્વતી આપ. ૪. વળી ત્રીજે કહ્યું ને તેરસે તારે ત્રણ હજો ભરથાર, શાપ એવો સાંભળીને, કંપી રાજકુમારી. ૫. પુરુષને નારી ઘણેરી, તું સાંભળ મોરી માય, નારીને તો પુરુષ બીજો, શ્રવણે ન સુણ્યો જાય, ૬. સુંદર માધવ માસ આવશે, દ્વાદશીનો દન, ત્યારે સ્વપ્નામાં આવી પરણશે, પ્રાણ તણો જીવન. ૭. તું જાગ્યા કેડે ઓળખશે તને કહું છું સત્ય વિવેક, ત્રણ વાર તો પરણશે, પણ વર તો એકનો એક. ૮. વર પામી ઓખાબાઈ ચાલ્યાં, મંદિર માળિયા સાર; અરે બાઈ હું પરણી આવી, સુંદર ભરથાર. ૯. એમ કરતાં ઓખાબાઈના દિન ઉપર જાય દિન; સુંદર માધવ માસ આવ્યો, દ્વાદશીનો દિન. ૧૦. સુંદર સજ્યા પાથરીને, શણગાર્યું ભોવન; આજ સ્વપ્નાંતરમાં આવશે, મુજ પ્રાણ તણો જીવન. ૧૧. સંધ્યા થઈ રવિ આથમ્યો, આથમીયા કશ્યપ તન, હજુ એ ન આવ્યો, હજુ એ ન આવ્યો, પ્રાણ તણો જીવન. ૧૨. પહોર રાત તો વહી ગઈને, હજુ ન આવ્યો કોય. ઉમિયાએ વચન કહ્યું તે રખે મિથ્યા હોય. ૧૩. વા વાય ને બારી ડોલે ખડખડાટ બહુ થાય; ઓ આવ્યો, ઓ આવ્યો, કહીને તુરત બેઠી થાય. ૧૪. તમો આવ્યા તે હું જાણું છું, મારી સગી નણંદના વીર, બોલ્યા વિના નહિં ઉઘાડું હઈડે છે મને ધીર. ૧૫, વીણા લીધી હાથમાં ને ગીત મધુરાં ગાય, ચેન કાંઈ પડે નહિ ને ભણકારા બહુ થાય. ૧૬. તેવામાં એક બારણું, ખડખડવા લાગ્યું જ્યારે; ઓખાબાઈએ દોટ કરી દ્વાર ઉઘાડયું ત્યારે. ૧૭. બાણાસુરે મહેલ રચ્યો છે; તેના સ્થંભ અનેક, તે તણો પડછાયો તે ઓખા નજરે દેખે. ૧૮. ઓ પહેલા આવ્યા છો તમ ઉપર જાઉં વારી; બોલ્યા વિના તો નહિ બોલાવું, હું છું ગુણવંતી નારી. ૧૯. બાણાસુર જો જાણશે તો લેશે બેઉના પ્રાણ; શાને કાજે અહીં ઊભા છો, સાસુના સંતાન. ૨૦. ઓખાબાઈ તો માળિયામાં, કરે છે બકોર; ઈશ્વર ને પાર્વતીએ ગગને સાંભળ્યો શોર. ૨૧. ઈશ્વર કહે છે ઉમિયાજીને, કોઈ રુવે છે નાર, ઉમિયા કહે છે મહાદેવજીને ઓખા રુવે છે નિરાધાર. ૨૨. વચન આપણું મિથ્યા કરવા, બેઠો બાણ કુમાર; તામસી વિદ્યા મોકલી તે; નિદ્રાનો ભંડાર. ૨૩. મધ્ય રાત તો વહી ગઈ ને મીંચાણા લોચન, સ્વપ્નાંતરમાં આવી પરણ્યો પ્રદ્યુમનનો તન. ૨૪.

### કડવું-૩૧મું.

**રાગ ધોળ** સ્વપ્નાંતરમાં દીઠી સોરઠીયાની જાન રે, સ્વપ્નાંતરમાં વડસસરો ભગવાન રે. ૧. સ્વપ્નાંતરમાં ખળકે મીંઢળ ચૂડી રે, સ્વપ્નાંતરમાં ઓખા દિસે છે અતિ રૂડી રે. ૨. સ્વપ્નાંતરમાં વરત્યાં છે મંગળ ચારે ચાર રે, સ્વપ્નાંતરમાં આરોગ્યા કંસાર રે. ૩. સ્વપ્નાંતરમાં કરે છે પિયુજી શું વાત રે; સ્વપ્નાંતરમાં હસી હસી તાળી લે છે હાથ રે. ૪. ચિત્રલેખા ભરી નિદ્રામાંથી જાગી રે,



ઓખાબાઈની કોણ કરમ ગતિ લાગી રે. ૫. ઓખાબાઇને નાટક ચેટક લાગ્યું રે; તે તો કેમ કરી થાશે અળગું રે. ૬. જાગ જો રે ઓખા જોઈએ તે માગ રે. ૭. **રાગ-મારૂ** ઓખા ભરી રે નિંદરમાં જાગી, અંગો અંગ અંગીઠી લાગી; ફટ પાપણી શીદને જગાડી, મને ભર્યા અમૃતમાંથી કહાડી. ૧. ફટ પાપણી એ શું કીધું, અમૃત લઈને વિખ જ દીધું; બીડી પાનની અડધી કરડી ખાધી, મન વિના મુખ મરડી. ૨. જુવો મારા કરમની કરણી, વરશે મેલી ગયો મુને પરણી; પિયુને જે મતિ આવી; મારા નાથ ગયા રે રીસાવી. ૩. મારા હેયા કેરો હાર, આણી રે આપો આણીવાર. ૪.

## કડવું-૩૨મું. 33

**રાગ સોરઠ** સહિયર શતરૂ શેં થઈને લાગી, મને સ્વપ્નમાંથી જગાડી રે હો; ઉમિયાનો વર આજ સફળ થયો ને, જપતાં દહાડી દહાડી રે હો. ૧. અધવચ કૂવામાં મુજને ઊતારી રે, વચ્ચેથી વરત મેલ્યું વાઢી રે હો, સહિયર રે, બાગ બગીચામાં ફૂલ ફૂલ્યાં છે રે હો. ૨. છેતરી જાય છે દહાડી દહાડી રે હો, સહિયર રે, ભૂંડી સહિયર શતરૂ શેં થઈને લાગી, મને સ્વપ્નામાંથી જગાડી રે હો. ૩.

Mom part- II over

## કડવું-૩૩મું.

**રાગ સાખી** ચંદા તું તો જીવો કરોડ વરસ, સ્વપ્ને થયો સંયોગ; શાપ દઉં છું સૂરજ દેવતા, મુજ જોગે પડિયો વિજોગ. ૧. સ્વપ્નમાં મારા પિયુજી શું, અમે કરતા લીલા લહેર, અમૃતરસ હું પીતી હતી, તેમાં તે મેલ્યું ઝેર. ૨. કંથ વિજોગણ કામીની, ગઈ પંડિતની પાસ, હું તમને પૂછું પંડિતો, એક દિન કીતના માસ. ૩. ફરી ફરી પંડિત એ કહે, સાંભળ ઓખા કરજોડ; એક પળ પિયુ વિના લાગે વરસ કરોડ. ૪. ઓખા પૂછે ઓ પંખીડા, તારી બે પાંખો માંગીશ; હું મારા સાજનને મળી; તારી પાંખો પાછી દઈશ. ૫. પાંખ પ્યારી પંથ વેગળા; તારો પિયુ કોણ જ દેશ; કોણ રંગે તારો પિયુ હશે, પહેરે કોણ જ વેશ. ૬. લેખ છઠ્ઠી તણા, તે મટી કયમ જાય, કરમે લખ્યું તે ભોગવે તેની પક્ષ કરે જદુરાય.

**રાગ ઘરાડી** મધ્ય નીશા સામે રે, માળિયામાં રોતી રાજકુમારી; કયાં ગયો, કયાં ગયો રે, બાઈ મારા સ્વપ્નનો ભરથાર. ૧. મીંઢળ મારું કયાં ગયું રે, બાઈ મારો ચૂડલો હતો જે હાથ; પીતામાં ઢળી ગયું રે, બાઈ મારે અમૃત આવ્યુ જે હાથ રે. ૨. પિયુ પરદેશિયા રે, ભૂંડા મને લીધી શે નવ સાથ, આજ વેરણ થઈ રે, બાઈ મારા સ્વપ્ના કેરી રાત. ૩. લાવ સખી વીખ પીઉં રે, બાઈ મારો, કાઢું પાપી પ્રાણ; હવે હું કેમ કરું રે; બાઈ મને વાગ્યાં વિરહનાં બાણ. ૪. પાપી મારો

જીવડો રે; ઓખાબાઈએ પડતું મેલ્યું ધરણ; રોતાં રોતાં જ્યાં ગયાં રે; ઓખાબાઈએ રોપ્યાં વાડી વન. ૫. નાથ મેલી ગયા રે બાઈ મારા કોણ જનમનાં પાપ; આજ વેરણ થઈ રે, બાઈ મારા સ્વપ્ના કેરી રાત. ૬. જોબન મેં તો જાળવ્યું રે, જાણ્યું મારા પ્રભુને ભેટ ધરીશ, જો પ્રભુ નહિ મળે રે, હું તો મારા પ્રાણ તજીશ.૭.

## કડવું-૩૪મું.

**રાગ સાખી** ઓખા રુવે ચિત્રલેખા વિનવે, ઘેલી સહિયર નવ રોય; સ્વપ્ને દીઠું જો નીપજે, તો દુઃખ ન પામે કોય. ૧. જળ વલોવે, માખણ નીપજે, લુખું કોઈ ન ખાય; મને વહાલી હતી, સખી તું તો ચિત્રલેખાય. ૨. વેરણ થઈ વિધાત્રી, જેણે આડા લખિયા આંક; એકવાર આવે મારા હાથમાં, તો ઘસીને વાઢું નાક. ૩. કરમ લખાવે તો લખે, ભરીને મેલ્યો આંક; કરણીનાં ફળ ભોગવો તેમાં વિધાત્રીનો શો વાંક. ૪. વિધાત્રી આપે તેને લક્ષ દીયે, ન આપે તેને છેક; એક વાર પોકારે બારણે, તેને પુત્રી જન એક. ૫. લાંચ લઈ લખતી હતી, તો આપત સહુથી પહેલું; મારા પિયુ વિજોગણ જાણતી; મારું મરણ લખાવત વહેલું રે. ૬.

## કડવું-૩૫મું.

**રાગ આશાવરી** સ્વપ્નું સાચું ન હોય સહિયર મારી, સ્વપ્નું સાચું ન હોય. ટેક. એક રંક હતો તે રાજ્ય પામ્યો, સ્વપ્નાંતર મોઝાર રે; હસ્તી ઝુલે તેને બારણે, રથ ઘોડા, પરમ વિશાળ રે; જાગીને જોવા જાય ત્યારે, ગર્ધવ ન મળે એક. સ્વપ્નું. ૧. એક નિરધનિયો તે ધન પામ્યો, સ્વપ્નાંતરમાં સાર, તેના દેશ વિદેશ વહાણ ચાલે, વાણોતર છે સાર; જાગીને જોવા લાગ્યો ત્યારે કોને લાવે પાસ. સ્વપ્નું. ૨. એક મૂરખ હતો, સ્વપ્નાંતરમાં ભણિયો વેદ પુરાણ; જાગી ને ભણવા જાય ત્યારે, મુખે ન આવડે પાષાણ. સ્વપ્નું ૩. એક વાંઝિયો તે સ્વપ્નાંતરમાં વેગે પામ્યો બાળ; જાગીને જ્યારે જોવા જાય ત્યારે કોનું લાવે બાળ, સ્વપ્નું સાચું ન હોય સહિયર મારી, સ્વપ્નું સાચું ન હોય. ૪.

## કડવું-૩૬મું.

**રાગ કલ્યાણી** ચિત્ર ચાલીને વાનો વાળીને, રંગ ભેળીને પટ મેલીને; લેખણ લાવીને, કરમાં શાહીને રંગ ભરતી રે, ચિત્ર કરતી રે. ૧. હવે સ્વર્ગ લોક લખાય રે, લખ્યા સ્વર્ગલોકના રાય રે, સુર લોક લખ્યા, ભડ લોક લખ્યા, જનલોક અને તપલોક લખ્યા. ૨. સત્યલોક લખ્યા , વૈકુંઠ લખ્યું, ગણ લોક લખ્યા ને ગાંધર્વ લખ્યું; હવે ઓખાબાઈ તમે ઓરાં આવોને, આમાં હોય તે વહાલો બોલાવો રે. ૩. ઓખા આવીને કાગળમાં જોય રે, એ તો રાતે લોચન રોય રે; બાળ્ય બાળ્ય આ તો નથી ગમતું રે; એણે રણવગડામાં મેલો જઈને રમતું રે. ૪. ચિત્ર ચાલીને, વાનો વાળીને, લેખ લાવીને, કરમાં શાહીને, રંગ ભેળીને, પટ મેલીને, હવે પાતાળ લોક લખ્યા રે, ૫. અતળ લખ્યું, વિતળ લખ્યું તેણી વાર રે. ૬. લખ્યા પાતાળ લોકના રાય રે, નાગ લોક લખ્યા, તેણી વાર રે. વાસુકી નાગ લખ્યા, ત્રીશ્ચક નાગ લખ્યા, પુંડરિક નાગ લખ્યા, ને મણિધર નાગ લખ્યા, શેષનાગ લખ્યા તેણી વાર રે. ૭. મારી ઓખાબાંઈ સલુણાં ઓરાં આવોને આમાં હોય તેને હસીને

બોલાવો ને; બળ્યું બળ્યું એનું દર્પ રે, હું શું સ્વપ્નાંતરમાં પરણી આવા સર્પ રે. ૮. આ તો કાળા, લીલા પીળા, સાપ રે, લખનારા ચિત્રલેખા તારા બાપ રે. ૯. ચિત્ર ચાલીને, વાનો વાળીને, દીવો બાળીને; કાજળ પાડીને; મૃત્યુલોક લખાય રે, લખ્યા મૃત્યુલોકના રાય રે. ૧૦. અજમેર લખ્યું ને અલીઆવર લખ્યું, મુલતાન લખ્યું મારવાડ લખ્યું, ખુરાસન લખ્યો ને બંગાળ લખ્યો ને એક મુખા લખ્યા ને અષ્ટમુખા લખ્યા. ૧૧. શ્વાનમુખા લખ્યા, માંજરમુખા લખ્યા, હસ્તીમુખા લખ્યા, ને ગંધર્વમુખા લખ્યા, લખી વનસ્પતી ભાર અઢાર રે. ૧૨. ઓખા આવી જુઓ ભરથાર રે, બાઈ કાગળ લખ્યો તે તારો પાડ રે; શું હું સ્વપ્નાંતરમાં, પરણી આવા ઝાડ રે. ૧૩ બાઈ લખતાં તે લેખણ તૂટી રે. ખડિયામાંથી રૂશનાઈ ખૂટી રે, થયો કાગળનો અંબાર રે, તને સ્વપ્નું નથી લાગ્યું સાચું રે. ૧૪.

## કડવું-૩૭મું.

**સાખી** સોરઠ દેશ સોહામણો, મુજને જોયાના કોડ; રત્નાગર ગોમતી ત્યાં; રાજ કરે રણછોડ. ૧. સોરઠ દેશ સોહામણો, ન ચઢયો ગઢ ગિરનાર: ન ન્હાયો ગંગા ગોમતી તેનો એળે ગયો અવતાર. ૨. સોરઠ દેશ સોહામણો ઢેલ ગેલ કરંત; ગંગોદક ભરી કંચુકી રાય, હરિ ચરણે ધરંત. ૩. સોરઠ સુઘડ માનવી, રોજ નિત નિત કરે વહેવાર; એક નગર રહી માનવી; કરે ઊભો ઊભો જુહાર. ૪. **રાગ હુલારા-** આજ રે સ્વપ્નામાં દીઠા ગોમતીનાં નીર રે, આજ રે સ્વપ્નામાં દીઠા હળધરજીના વીર રે, આજ રે સ્વપ્નામાં દીઠો સુંદર વર ભરથાર, તેથી અમે અડધાં ઊંઘ્યાં ને અડધાં જાગતાં રે.

## કડવું-૩૮મું.

**રાગ કલ્યાણ** ચિત્ર ચાલીને, વાનો વાળીને, રંગ ભેળીને; પટ મેલીને; રંગ ભરતી રે, ચિત્ર કરતી રે લેખણ લાવીને કરમાં શ્યાહીને. ૧. હવે સોરઠ દેશ લખાય રે, ત્યાં નગર લખ્યું દ્વારકાય રે; લખી જાદવપતી રાજધાની, તેની શોભા સૂરજ શી સમાણી રે. ૨. લખ્યો જાદવ પરિવાર રે, ઉગ્રસેન લખ્યા તેણી વાર, કૃતવર્મા લખ્યા, સાત્યકી લખ્યા, ઓધવ લખ્યા ને અક્રુર લખ્યા. ૩. વાસુદેવ લખ્યા તેણી વાર, ઓખા આવી જુઓને ભરથાર રે, બાઈ તે તો એંધાણી મળિયાં ઘરડાને માથે પળિયાં રે. ૪. તેને માથે મુગટ કુંડળ કાન રે. એવા લખ્યા જો ભગવાન રે; ઓખા આવી જુઓને ભરથાર રે. બાઈ તેના સરખું રૂપ ને તેના ચાળા રે. ૫. મારા નાથજી ગોરા અને આ અતિ કાળા રે, તેને વડસસરો સહુ કહેતાં રે; હું પરણી ત્યારે ચોરી સાહીને રહેતા રે. ૬. લખ્યા કૃષ્ણ તણા કુમાર રે, એક લાખ એંસી હજાર રે; એથી આગળ લખ્યા તેણી વાર રે, ઓખા આવીને જુઓને ભરથાર રે. ૭. એ તો રીંછડીના બાળ રે, એના માથે મોટા વાળ રે, એના કુળમાં મારો કંથ રે, અને ધાવણના છે દંત રે. ૮. એ તો રૂપાળો ને ઊંચો રે, એના મોઢે ઝીણી મૂછો રે; ત્યારે લખિયા પ્રદ્યુમન રે, ઓખાનું માન્યું મન રે. ૯. જાણે હોય કોઈ રે, મુજને પરણ્યો તેનું મોય રે, એને સગો સસરો સૌ કહેતા રે, હું પરણી ત્યારે મારી પાસે રહેતા રે. ૧૦. **વલણ-** એમ કહીને અનિરુદ્ધ લખિયા, ક્ષણ ન લાગી વાર રે. મુખ મરડી ઊભી રહી, બાઈ એ મારો

ભરથાર રે. ૧૧.

## કડવું-૩૯મું.

રાગ ઢાળ ચિત્રલેખાના હાથમાંથી, પેલું લખિયું પૂતળું જેહ; પ્રેમ આણી ઓખાબાઈએ, ઝૂટવી લીધું તેહ. ૧. ઘરમાં જઈને કામની કાંઈ દેશે આલિંગન, માળિયામાં એ મેલી ચાલ્યા, પ્રાણ તણા જીવન. ૨. આણી વાર હું નહિ જવા દઉં, મેં ઝાલ્યો તમારો છેડો; મારા પિયુજી પરહરો તો મુજને જલ્દી તેડો. ૩. ચિત્રલેખા એણી પેર બોલી સજોડે છે તે તો પહોંચ્યા દ્વારકામાં, આ તો ચિત્રામણનો ઘોડો રે. ૪.

## કડવું-૪૦મું.

રાગ પરજ આપો આણી, એ વર મુને આપો હો આણી; નીકર કાઢું મારો પ્રાણ, એ વર મુને આપો હો આણી. ટેક. મેં સ્વપ્ને દીઠો જે છોગાળો રે, તેની પાંપણનો છે ચાળો રે, મારું મનડું હર્યું લટકાળે, તે વર મુને આપો હો આણી. ૧. જેના દીર્ઘ બાહુ અજાન રે, મકરાકૃત કુંડળ કાન રે, અંગે શોભે ભીને વાન, તે વર મુને. ૨. જેનાં લક્ષણ વીસ અને બાર રે, મુને પરણી ગયો છે કાલ રે; તેને વરસ થયાં દસ બાર, તે વર મુને. ૩. વરની લટકતી છે ચાલ રે, મને પરણી ગયો છે કાલ રે; તેને ટપકું કીધું ગોરે ગાલ, તે વર મુને. ૪. રાજે પિતાંબર પરિધાન રે; મને કહેતો ગયો નહીં નામ રે; ત્યારે કયાંથી સરે મારું કામ રે, તે વર મુને. ૫. ચિત્રલેખા બોલી વાણ રે, સહિયર કેમ થઈ અજાણ રે, બાઈ દ્વારકા તે જાયે કોણ, તે વર મુને. ૬. કોટ કાંગરે ચામુંડાય રે, છપ્પન કરોડ છે ચોકી માંય રે; ચક્ર ઝળહળતું ત્યાંય રે, મુને મારે હેલા માંય રે. તે વર મુને. ૭.

## કડવું-૪૧મું.

રાગ મારૂ ઓખા કહે સુણ સાહેલી, લાવ્ય કંથને વહેલી વહેલી, બાઈ તું છે સુખની દાતા લાવ્યા સ્વામીને સુખ શાતા. ૧. ચતુરાને કહે ચિત્રલેખા બાઈ આણ્યાના ઉપાય કેવા; દૂર પંથ દ્વારામતી, કેમ જવાય મારી વતી. ૨. ત્યાં જઈ ન શકે રાય કે શક, રક્ષણ કરે સુદર્શન ચક્ર; જાવું જોજન સહસ્ર અગિયાર, તારો કેમ આવે ભરથાર. ૩ નયણે નીરની ધાર વહે છે, કર જોડી કન્યા કહે છે, બાઈ તારી ગતિ છે મોટી, તને કોઈ કરી શકે ન ખોટી. ૪. સહિયર ને સહિયર વહાલી છે, મેં જમણા હાથે ઘાલી; આપણે બેઉ જણ સંગાથી, તું પ્રાણ દાતા છે વિધાત્રી. ૫. મા બાપ વેરી છે મારાં, મેં તો ચરણ સેવ્યાં છે તમારાં; વિધાત્રી તું દીન દયાળ. ૬. એમ કહી પગે લાગી બાળા ચિત્રલેખાએ ધારણા દીધી, પછી દેહ પક્ષિણીની કીધી. ૭.

## કડવું-૪૨મું.

રાગ ઢાળ ચિત્રલેખા કહે ઓખાબાઈ, મારે દ્વારકામાં જાવું; પ્રભુના ઘરમાં ચોરી કરવી, નથી લાડવો ખાવું. ૧. અગિયાર સહસ્ર જોજન જાવું હરવા શ્રી જગદીશ; સુદર્શન ચક્ર જો મળે તો, છેદે મારું શીશ. ૨. બાઈ મુજને જાણ તો નવ પડે ને; જેમ તેમ વહેલી થાને; લાવ્ય મારા કંથને તું, ખો



થાય છે શાને ? ૩. જાતી વેળા ઓખા કહે છે, મારો વર રૂડો; કરમે મળ્યાં છો કુંવારા, માટે રખે પહેરતાં ચૂડો. ૪. ચિત્રલેખાએ કહેવા માંડયું, મનમાં રાખજો ધીર; સ્વપ્નમાં પરણી ગયો, મારી માડી જાયો વીર. ૫. ત્યારે ઓખા કહેવા લાગી, જોઈ રહી વાટડી, મારો વર રૂડો જાણી રખે ઓઢતી ઘાટડી. ૬. હું નહિ ઓઢું ઘાટડી, તું એ શું બોલી વાત, તુજ સ્વપ્નમાં, પરણી ગયો, મારી માડી જાયો ભ્રાત. ૭. એવું કહીને ઉપડી, તે પવન વેગે જાય; આકાશ માર્ગે સંચરી પહોંચી ગોમતી જ્યાંય. ૮. ગોમતીમાં મર્દન કર્યું ને વિચાર્યું તે ઠામ; પ્રભુના ઘરમાં ચોરી કરવી, નહિ એકલાનું કામ. ૯. પછી તેણે નારદ મુનિ સંભાર્યા. તતક્ષણ આવ્યા ધાઈ; કહે રે મુજને કેમ સંભાર્યો, ચિત્રલેખા બાઈ. ૧૦. બાણાસુરની દીકરીને, લાગ્યું છે સ્વપ્ન, અનિરુદ્ધ સેજ વરી ગયો, વિહ્‌વળ થયું મન. ૧૧. ચોરી કરવા હું આવી, સુદર્શન આડું થાય; તે માટે તમને સંભાર્યા, કરવા મારી સહાય. ૧૨. નારદ કહે છે ઓ રે બાઈ, એમાં તે શું કામ; એક તામસી વિદ્યા એવી ભણાવું ઊંઘે બધું ગામ. તામસ ૧૩. ચિત્રલેખા કહે સાચું કહ્યું, પણ છેતરવા જગદીશ; પહેલું સુદર્શન ચક્ર મળે તો, છેદે મારું શીશ. ૧૪. ચક્રની ચિંતા નવ કરશો, જે માર્ગે જાશે ચોકી કરવા; તેને માર્ગે હું જઈશ, બેસાડીશ વાતો કરવા. ૧૫. પછી તામસી વિદ્યા ભણાવી. જીભે જપતી જાય, ચોસઠ કળામાં ચામુંડા તે બમણે જોરે જાય. ૧૬. ગામ તો ઘરણ પડયું, ઊંઘ્યા સઘળા લોક; ચિત્રલેખા નગરમાં પેઠી, મૂકી મનનો શોક. ૧૭. નારદે વિચાર્યુંઃ ચિત્રલેખા, અનિરુદ્ધને લઈ જાશે, શિવ અને શામળિયો વઢશે, યુદ્ધ જોવા જેવું થાશે. ૧૮. ચક્કર ચોકી કરતું આવ્યું, મારગમાં નિરધાર, તે મારગે સામા મળિયા, નારદ બ્રહ્મકુમાર. ૧૯. નારદ કહે છે ચક્કરને, દહાડે જાય છે ફરવા; એક ઘડીવાર બેસને, મુજ સાથે વાતો કરવા. ૨૦. તું ને હું કયાં મળીશું, તું સાચી કહે ને વાત; કોઈ દહાડો મુજને સંભારે, દ્વારકાનાથ. ૨૧ ચક્કર મુખથી બોલિયું, વળી મારું તે ધન્ય ભાગ્ય, તમારાં દર્શનનો તો કયાંથી પામું લાભ. ૨૨. ભોળું ચક્કર સમજ્યું નહિ, બેઠું નિરાંત લઈ, પેલી નારી નગરમાં પેઠી, ચોરી કરવા ગઈ. ૨૩. જોતી જોતી જ્યાં ગઈ કૃષ્ણ તણું રે ભવન, ત્યાંથી આઘેરી પરવરી, જ્યાં પોઢયો પ્રદ્યુમન. ૨૪. ત્યાંથી આઘેરી પરવરી જ્યાં મહારથી કેરો વીર, સોડ ઘાલીને પોઢયો, મહા-ધનુષ્યધારી ધીર. ૨૫. હમણાં એને જો જગાડું; મારી કેડ કકડાય, માથે હીંડોળો લઈ લીધો ને; ઉલટ અંગ ન સમાય. ૨૬. જુગત અંબે ! જે જુગત અંબે ! કરતી જાય, હીંડોળો લઈ જતાં દીઠી; નારદે તો ત્યાંય. ૨૭. હીંડોળો લઈ પરવરી, ને સમર્યા વૈકુંઠરાય, પવન વેગે સંચરી, આકાશ માર્ગે જાય. ૨૮. બે ઘડીમાં આવી પહોંચી, શોણીતપુર મોઝાર; તે ઠેકાણે નારદજીએ, મન કર્યો વિચાર. ૨૯. એ જયારે ગઈ ત્યારે, હું એ મારે જાઉં, તેણે તેનું કામ કર્યું, ખોટી શીદને થાઉં. ૩૦. નારદજી

કહે છે ચક્કરને, તું નીકળ્યું ચોકી કરવા; આટલી વાર મુરખ કેમ બેઠું, મુજ સાથે વાતો કરવા. ૩૧. નારદજી કહે છે ચક્કરને, ઊઠી જોને તારું ગામ; કાલે પછી ચોરી થશે, લઈશ મારું નામ. ૩૨. આકાશ મારગે પક્ષિણી, તે વેગે ચાલી જાય, ઓખાબાઈ તો વાટ જુએ છે, મંદિર માળિયા માંય, ૩૩. વા વાયને બારી હાલે, ખડખડાટ બહુ થાય, ચિત્રલેખા પાપણી તે હજુ ના આવી આંય. ૩૪. ચિત્રલેખા ચાલી આવી મંદિર માળિયા માંય, ભલે આવી, ભલે આવી; હું જગાડું ભરથાર રે. ૩૫

## કડવું-૪૩મું.



**રાગ આશાવરી** ઊંઘ્યા પિયુને જગાડીએ, ભર નિદ્રામાંથી ઉઠાડીયે, મન સંગાથે એવાં બીજીએ, બ્રહ્મહત્યા તો શીદ લીજીએ. ૧. ભરથાર પહેલાં ભામિની જે અન્ન રાંધીને ખાય; વાગોળ થઈને અવતરે, ઊંધે મસ્તક ટંગાય. ૨. ભરથાર પહેલાં ભામિની જે સુવે સજ્યા માંય; આંધળી ચાકરણ અવતરે, પડે મારગ માંય. ૩.ભરથારનું જે કહ્યું ન માને આપ મતી જે નારી; તે અવતરે, કોઈ બિલાડી માંઝારી. ૪. ભરથારનું જે કહ્યું ન માને, તરછોડે નિજ કંથ, હડકાઈ કૂતરી અવતરે એને માથે પડશે જંત. ૫. ઓખા કહે છે ચિત્રલેખાને તું તો બોલે આપ, પિયુ પોઢયા હોય પારણે, કરડવા આવ્યો હોય સાપ રે. ૬.

## કડવું-૪૪મું.

**રાગ સાખી** સ્ત્રી ચરિત્ર અનેરડાં, કોઈ તેનો ન લહે મર્મ; સ્ત્રી શામને ભોળવે, પણ ખોયો પોતાનો ધર્મ. ૧. **રાગ ઢાળ** ઓખા કહે છે ચિત્રલેખાને, હવે ન બોલીશ તું આડુ; કહે તો મારા પિયુને, પગ ચાંપી જગાડું. ૨. ચિત્રલેખા કહે ઓખાબાઈ, આવડી ઉતાવળી શું થાય; એ મોટાનો કુંવર કહાવે, કાંઈક હશે હથિયાર. ૩. ઓશિકે જઈ જોવા લાગી, તો મોટી એક ગદાય, ઉપાડીને અળગી કીધી, ઓખા ચાંપે પાય રે. ૪.

## કડવું-૪૫મું.

**રાગ મારુ** મહા બળિયો, તે જાગીયો તેના બળનો નાવે પાર રે, હરુડ હાક મારી, કીધો છે હોંકાર રે. ૧. ધમક ધમક ડાકલાં વાગે ઠારો ઠાર રે; આ તો ન હોય રે. મારા બાપનું ગામ રે. ૨. દ્વારકામાં વસે સઘળા વૈષ્ણવજન રે; અહોરાત્રિ બેઠા કરે છે, ત્યાં સહુ કીરતન રે. ૩. ભજન નાદ કેરા ચકરડા, તે હોય અપાર રે, ભૂત ભૈરવ જોગણી અસુર કોઈની નાર રે. ડાકણી છો, શાકિની છો, કોણ છો બલાય રે; ચિત્રલેખા કહે છે વીરા, ખમા ખમા ખમાય રે. ૫.

## કડવું-૪૬મું.

**રાગ સામગ્રી** અનિરુદ્ધ તે જાગીને પેખે, ભુવનથી ઓરડા દેખે, કોણ કારણ અમને લાવિયાં હો. ૧. ચિત્રલેખા બોલે શિર નામી, તમને લાવી છું હું જાણી; ઓખાને કરો પટરાણી, વર વરવાને અરથ હો, તમને લાવીયા; હો. ૨. નારી ધન્ય દીસો છો કુંવારી; કન્યા પરણું તો થાય છે અન્યાય, કેમ પરણું હો અસુર નંદની હો. ૩.

## કડવું-૪૭મું.

**રાગ વલણ** બાણાસુરના નગરમાં ગડગડિયાં નિશાન રે; એણે રે શબ્દે અનિરુદ્ધ જાગીઆ રે. ૧. જાગ્યા જાગ્યા જાદવરાય, જુગતીથી દેખે આ તો ન હોય અમારી નગરી, ન હોય પેખે રે, ન અસુરનાં માળિયાં રે. ૨. અમારું ન હોય ગામ રે, ન હોય કનકની દ્વારિકા રે. ૩. ન હોય અમારી વાડી રે, અમે રમતા દહાડી રે, ન હોય, ન હોય, પુષ્પ કનકનો ઢોલિયો રે. ૪. અહીંયા નાદ ઘણા વાગે રણતુર ઘણેરાં ગાજે રે; ન હોય, શંખ, શબ્દ સોહમણો રે. ૫. મને કોઈ [illegible] લાવી રે, મારી દ્વારિકાને છોડાવી રે, કઈ ભૂમિમાં રે, મુજને ભોળવ્યો રે. ૬. આ ઊંચા ઊંચા માળ, લોઢે જડયા કમાડ રે; રત્નાગર શે નથી ગાજતો ? ૭. ચિત્રલેખા બોલી વળતી રે, તમે જોઈને દેજો ગાળ રે, આવ્યા છો તો આ કન્યા સુખે વરો રે. ૮. ત્યારે અનિરુદ્ધ બોલ્યા વાત, મૂછે ઘાલી હાથ રે; જાણી જોઈને જાત ગળીમાં કેમ બોળીયે રે. ૯. મારો વડવો જુગજીવન, પ્રદ્યુમનરાયનો તન રે; તે માટે નહિ પરણું, દૈત્યની દીકરી રે. ૧૦. ચિત્રલેખા બોલી વાત રે, ઢાંકી રાખો તમારી જાત રે, હમણા વાતો કાઢીશ વડવા તણી રે. ૧૧. સનકાસુરને મારી રે, સોળ હજાર લાવ્યા નારી રે, તમે સમજો મનમાં રે, તારા બાપે એક નથી પરણી રે. ૧૨. એકે લગ્ને નવ વરિયા રે, નવ પૂછ્યાં કુળને પળિયાં રે; જાતભાત કોઈની પૂછી નહીં રે. ૧૩ તારા બાપની જે ફોઈ અર્જુન સંન્યાસીને ગઈ રે, મોં કાઢીને બોલે એવું છે નહિ રે. ૧૪. જેણે વાયો વૃંદાવનમાં વંશ, જેણે માર્યો મામો કંસ રે. ધાવતાં માસી મારી પુતના રે. ૧૫. ધાવતા મારી માસી રે, કરી કંસીની દાસી રે, કુળની વાત કહેતી નથી રે. ૧૬. તારો વડવો માખણનો ચોર, ચાર્યા વૃંદાવનમાં ઢોર રે, છાશ ઘીમાં તો ઉછરિયો રે. ૧૭. સત્રાજીતતે કાજે રે, મણિ લેવા ગયા મહારાજ રે, ત્યાંથી પરણી લાવ્યા, જાંબુવંતી રીંછડી રે. ૧૮. લાંબા નખ ને ટૂંકા કેશ રે, વરવો દિશે વેશ રે, ભૂંડા મુખના છુંછા ઉપર શું મોહી રહ્યા રે. ૧૯. કહો તો વાત વધારી કહીએ, નિકર અહીંથી છાનાં રહીએ રે, પૂછો છો તો, કન્યાનું કુળ સાંભળો રે. ૨૦ તારો વડવો જુગજીવન એનો વડવો કૈલાસનો રાજન રે; ઓખાની માડી તો, ઉમિયા સતી રે. ૨૧. હિમાચળની ભાણેજી રે, ગણપતિ તેનો વીર રે; ઉમિયાની અર્ધાંગેથી, ઓખા ઉપજી રે. ૨૨. તારો વડવો જુગજીવન એનો વડવો બળિરાજન; એક સમે બળિરાયે, યજ્ઞ માંડિયો રે. ૨૩. બળિરાય જગ્નનો અધિકારી, તારો વડવો ભિખારી રે; સાડા ત્રણ ડગલાં માટે, કર જોડિયા રે. ૨૪. આટલી વડાઈ શાને કરો છો, એના બાપની ભૂમિમાં રહો છો રે; કરમ હીણના કપાળમાં, કોઈ ચોડે નહિ કંકુ રે. ૨૫. કહો તો વાત વધારી કહીએ, નીકર અહીંથી છાના રહીએ, આવ્યા છો તો આ કન્યા સુખે વરો રે. ૨૬.

### કડવું-૪૮મું.

રાગ ઢાળ અનિરુદ્ધ વળતો કોપ્યો. ક્યાં ગઈ મારી ગદાય, બે જણના મારી કરું કટકાય. ૧. તમો જાણ્યું અહીંયાં લાવી, કર્યું ભલેરું કામ, તમને બે જણને મારી, ઊડી જાઉં દ્વારકા ગામ. ૨. ઓખા ત્યારે થરથર ધ્રૂજી, વેગે આવી આડી, મારા પિયુજીને હું મનાવું, તું લાવી તે તારો પાડ રે. ૩.

### કડવું-૪૯મું.

રાગ સિંધુડો મારા સોરઠિયા સુજાણ, મળ્યા મને મેલશો મા; મારા જીવના જીવન પ્રાણ, મળ્યા મને મેલશો મા. ૧. મારા હૈયા કેરા હાર; મળ્યા મને મેલશો મા. ૨. સાસુડીના જાયા, મળ્યા મને મેલશો મા. ૩. સ્વપ્ને શીદ ઝાલ્યો તો હાથ, ચાલો તો કાઢું પ્રાણ; મળ્યા મને મેલશો મા. ૪. ત્યારે અનિરુદ્ધ બોલ્યા વાણ, સાંભળ સુંદરી, એ અબળાએ નાંખ્યા બોલ, અમશું લડી. ૫. મારા વડવાની વાત, કાઢી જે વઢી; ત્યારે ઓખા બોલી વાત, એ છે દાસલડી. ૬. કૌભાંડની તે આપ પગની ખાસલડી, ત્યારે અનિરુદ્ધ બોલ્યા વાણ, હવે હું તને વરું. ૭. તમે ગાળો દીધી સાર, મારું વેર વાળ્યું ખરું, ચિત્રલેખા બોલી વાણ ગાળો દીધી સહી; તમે બે થયા છો એક, પરણાવું સહિ. ૮. પરણાવવાની પેર, સઘડી મેં લહી; મને મળિયા નારદ મુન્ય, વિદ્યા શીખવી. ૯. ત્યારે ઓખા બોલી વાણ; હવે વાર શેની; પરણાવ માળિયા માંય, રાજકુંવરી નાની. ૧૦.

### કડવું-૫૦મું.

રાગ ધોળ માળિયામાં મિથ્યા અગ્નિ પ્રગટ કીધી રે, માળિયામાં દેવતા સાક્ષી લીધા રે; માળિયામાં નારદ તુંબર વાય રે, માળિયામાં કળશ ચોરી બંધાય રે. ૧. ચિત્રલેખા પહેલું મંગળ વરતાય રે; પહેલે મંગળ શાં શાં દાન અપાય રે, ચિત્રલેખા આપે છે કરની મુદ્રિકાય રે, દાન લે છે કૃષ્ણ તણો સંતાન રે.૨. માળિયામાં બીજું મંગળ વરતાય રે, બીજે મંગળ શાં શાં દાન અપાય રે; ચિત્રલેખા આપે છે સોળ શણગાર રે, દાન લે છે કૃષ્ણ તણો સંતાન રે. ૩. માળિયામાં ત્રીજું મંગળ વરતાય રે, ત્રીજે મંગળ શાં શાં દાન અપાય રે; ચિત્રલેખા આપે નવસર હાર રે, દાન લે છે કૃષ્ણ તણો કુમાર રે. ૩. માળિયામાં ચોથું મંગળ વરતાય રે, ચોથે મંગળ શાં શાં દાન અપાય રે; ચિત્રલેખા આપે છે ગાયોનાં દાન રે, દાન લે છે કૃષ્ણ તણો સંતાન રે.૪. માળિયામાં સમે વરતે સાવધાન રે, માળિયામાં આરોગ્યા કંસાર રે; માળિયામાં ચાર સૌભાગ્યવતી તેડાવો રે, ઓખાબાઈને સોભાગ્યવતી કહી બોલાવો રે.૫. માળિયામાં ઓખા અનિરુદ્ધ, પરણી ઊઠયાં રે, માળિયામાં ત્યાં તો સૌનેયે મેરુ થાય રે.૬.

### કડવું-૫૧મું.

રાગ ચોપાઈ ત્રિતાલ બોલ્યા શુકજી પ્રેમ વચન, સાંભળ પરીક્ષિત રાજન; મળીને બેઠા સૌ સહિયર નારી. વદે વચન કૌભાંડ કુમારી. ૧. સુખ ભોગવો શ્યામા ને સ્વામી, ચિત્રલેખા કહે શિર નામી, બાઈ તું કરજે પિયુના જતન. રાંક હાથે આવ્યું રતન. ૨. વર કન્યા સુખે રહેજો, બાઈ મુજને

જાવા દેજો, અન્ન બેનું આપે છે રાય, ત્રીજું કેમ સમાય ? ૩. તમો નરનારી રીજે કીજે, હવે મુજને આજ્ઞા દીજે, બોલી ઓખા વળતી વાણી, મારી સહિયર થઇ અજાણી. ૪. હવે સખી ઓખા વળતી ભાખે, કેમ બાઈ જીવું તું જ પાખે; આપણે બે જણ દિન નિરગમશું, અન્ન વહેંચીને જમીશું. ૫. દુઃખ થાશે તો દઈશું થાવા, પણ નહિ દઉં તુજને જાવા; બેની હું તો રહીશ ભૂખી, તુજને નહિ થવા દઉં દુઃખી. ૬. હું આપીશ મારો ભાગ, હમણાં નથી જવાનો લાગ, મા બાપ વેરી થયાં છે મારાં, મેં તો ચરણ સેવ્યાં છે તમારાં. ૭. તુજ તાતને ઘેર ન જવાય, જાણ બાણાસુરને થાય; ચિત્રલેખા કહે સુણ વાણી, મારી સહિયર થઈ અજાણી. ૮. પ્રધાન પુત્રી કહેવાઉં છું માત્ર, હું છું બ્રહ્માણીનું ગાત્ર; તુજ અર્થે લીધો અવતાર, મેળવ્યાં નારી ભરથાર. ૯. એમ કહી કરી પ્રસન્ન ચિત્રલેખા ગઈ એમ બ્રહ્મસદન; ઓખાએ આંખડી ભરી. કંથે આસના વાસના કરી. ૧૦. સ્વામી આશા બાંધી નારી, પછી ચિત્રલેખાને વિસારી; જે દહાડે તુજને સ્વપ્ન, તે દહાડે મુજને સ્વપ્ન. ૧૧. જાણે પરણ્યો છું ઓખા નારી, ઉઘાડી મેલી'તી બારી, બેને સરખી વિજોગની પીડા નરનારી કરે ક્રીડા. ૧૨. બેની ચડતી જોબનની કાયા, પ્રીત બંધને બાંધી માયા, નેહ જણાવે ઓખા નારી, રમે અનિરુદ્ધ કુંજબિહારી. ૧૩. જે જોઈએ તે ઉપર આવે, ભક્ષ ભોજન કરે મન ફાવે; પહોંચ્યો ઓખાનો અભિલાષ, પછી આવ્યો અષાઢ માસ. ૧૪. આવ્યા વર્ષા કાળના દન, મેહ ગાજે વરસે બહુ પરજન્ય; ચમકે આકાશે વીજળી ઘણી, બોલે કોકીલા વાણી મધુરી. ૧૫. મહા તપસીના મન ડોલે, ત્યાં તો બપૈયા બહુ બોલે; તેલ મરદન કરે છે અંગે કેસર ચંદન ચરણે રંગે. ૧૬. આંખે અંજન આભ્રણ સાર, તંબોળ કેરા આહાર; નિલવટ ચાંદલો તેવો, ચંદ્ર શરદ પૂનમના જેવો. ૧૭. શીશ ફૂલ સેંથો સિંદુર, તેને મોહ્યો અનિરુદ્ધ સુર; કાને ઝાલ ઝબકતી જોઈ, કાન કુંવર રહ્યો છે મોહી. ૧૮. નાકે સોહિએ મોતીની વાળી, તેને રહ્યો અનિરુદ્ધ નિહાળી; મોહ્યો મોહ્યો ભ્રકુટીને જોડે, મોહ્યો મોહ્યો તે મુખને મોડે. ૧૯. મોહ્યો મોહ્યો છે ટીલડી વડે, મોહ્યો મોહ્યો કેશની લટે, મોહ્યો ઘુઘરીના ઘમકે, મોહ્યો ઝાંઝરને ઝમકે. ૨૦. દીઠું મેડિયે સુંદર કામ, તેણે વિસાર્યું દ્વારકા ગામ, ઘણું ભક્ષ ભોજન કરે આપ તેણે વિસર્યા મા ને બાપ. ૨૧. પામ્યો અધરામૃત પકવાન, તેણે વિસાર્યું હરિનું ધ્યાન; ઓખા સુખ તણો સાગર, તેણે વિસાર્યો રત્નાગર. ૨૨. અનિરુદ્ધ ને ચાલે છે ગમતી, નારી હીંડે નરની ચાલે છે નમતી; નારી નારી મુખે ઓચરતા, હીંડે ઓખાની પુંઠળ ફરતા. ૨૩. ઘેલો કીધો મરજાદા મેલી, નવ જુએ દિવસ કે રાત્રી રાતદિન નીરગમે છે રમી, ચારે આંખે ઝેર છે અમી. ૨૪. શુદ્ધ બુધ તો વિસરી તહીં, એટલે ચોમાસું ગયું વહી. ૨૫. **વલણ-** ચોમાસું તો વહી ગયું, આવ્યો આસો માસ રે; કન્યા ટળી નારી થઇ, ઓખા પામી સુખ વિલાસ રે. ૨૬.

## કડવું-પરમું.



**રાગ મલાર** વર્ષા ઋતુ વહી ગઈ રે, રમતા રંગ વિલાસ સુખ પામ્યા ઘણું રે. એટલે આવ્યો અશ્વિન માસ. ૧. એક સમે સહિયર આવી શરદ પૂનમની રાત; માણેકઠારી પૂર્ણિમા રે, ઉત્તમ દિસે આસો માસ. ૨. ચંદ્રમાને કિરણે બેઠાં, હિંડોળે નરનાર; હાસ્ય વિનોદમાં રે કરતાં વિવિધ વિલાસ. ૩. રક્ષક રાયનો રે. તેણે દીઠી રાજકુમારી; કન્યા રૂપ કયાં ગયું રે; ઓખા દીસે મોટી નારી. ૪. ચિત્રલેખા કયાં ગઈ રે, એકલી દીસે છે ઓખાય; રાતી આંખલડી રે, ફૂલી દીસે છે કાયા. ૫. હિંડે ઉર ઢાંકતી રે, થયા છે નખપાત; અધરમાં શ્યામતા કોઈ પુરુષ દંતનો ઘાત. ૬. સેવક સંચર્યો રે; એવો દેખીને દેદાર, મંત્રી કૌભાંડને રે, જઈને કહ્યા સમાચાર. ૭. પ્રધાન પરવર્યો રે, જ્યાં અસુરો કેરો નાથ; રાયજી સાંભળો રે, મંત્રી કહે છે જોડી હાથ. ૮. લૌકિક વારતા રે, કાંઈ આપણને લાંછન, જીભ્યા છેદિયે રે, કેમ કહીએ વજ વચન. ૯. બાળકી તમ તણી રે, તે તો થઈ છે નારી રૂપ, વાર્તા સુણી રે; આસનથી ઢળીયો ભૂપ. ૧૦. ધ્વજા ભાંગી પડી રે, એ તો અમથી અકસ્માતે; બાણ કોપ્યો ઘણો રે, મંત્રી સાંભળ સાચી વાત. ૧૧. શિવે કહ્યું તે થયું રે, તારી ધ્વજા થશે પતન; તે વારે જાણજે રે, રિપુ કોઈક થશે ઉત્પન્ન. ૧૨. જાઓ મંત્રી તમો, પુત્રી કેરી પેર; તેને કોઈ જાણે નહિ, તેમ તેડી લાવો ઘેર. પ્રધાન પરવર્યો ને, સાથે ડાહ્યા ડાહ્યા જન; ઓખાજી માળીયે રે, હેઠે રહીને કહે વચન. ૧૪ કૌભાંડ ઓચાર્યો રે, ઓખાજી દ્યોને દર્શન; ચિત્રલેખા કયાં ગઈ રે, ચાલો તેડે છે રાજન. ૧૫. ઓખા થર થર ધ્રૂજતી રે, પડી પેટડીઆમાં ફાળ; શું થાશે નાથજી રે, આવી લાગી જંજાળ. ૧૬. રખે તમે બોલતા રે, નાથજી દેશો ના દર્શન; મુખ ઊડી ગયું રે, ઓખા નીર ભરે લોચન. ૧૭. બાળા બહુ વ્યાકુળી રે, કાંઈ કદળી કેરે રે વર્ણ, કસ કસ્યા વિના રે, કંચુકી પહેરી અવળે વર્ણ ૧૮. બારીએ બાળકી રે; ઊભી રહીને ત્યાં આવી કૌભાંડે કુંવરીને રે, ભયંકર વચને બોલાવી. ૧૯. ચિત્રલેખા કયાં ગઈ રે, તું એકલડી દીસે બાળ, કન્યા રૂપ કયાં ગયું રે, ખીજશે બાણાસુર ભૂપાળ. ૨૦. શરીર સંકોચતી રે, કરતી મુખડા કેરી લાજ; ઘરમાં કોણ છે રે મુજને સાચું કહોને આજ. ૨૧. ગંડસ્થળ કર ધરી રે, કોઈ પુરુષ દંતનો ઘાત; શણઘટ તાણતી રે, બોલી ઓખા ભાંખી વાત. ૨૨. શરીર સારું નથી રે, ચિત્રલેખાએ કીધું શયન; તેને હું આકળી રે, દુઃખથી નીર ભર્યું લોચન. ૨૩ મંત્રી ઓચર્યો રે, ઓખા બોલી આળ પંપાળ, હેઠા ઉતરો રે, નહિ તો ચડીને જોઈશું માળ. ૨૪. **વલણ-** માળ જોઈશું તમ તણો ભાંગશે તમારો ભાર રે; એવું જાણીને હેઠા ઊતરો, રાય કોપ્યો છે અપાર રે. ૨૫.

## કડવું-પ૩મું.

**રાગ સામગ્રી** કન્યાએ ક્રોધ જણાવિયો, હાકોટ્યો પ્રધાન; લંપટ બોલતાં લાજે નહિ, ઘડપણે ગઈ શાન. કન્યા. ૧. પાપી પ્રાણ લેવા કયાંથી આવિયો બોલતો શુદ્ર વચન; એ વાત સારૂં કરવી જોઈશે, જીભલડી છેદન. કન્યા. ૨. હું તો ડાહ્યો દાનવ તને જાણતી, ભારે ખમ કૌભાંડ; એવું આળ કોને ન ચડાવીએ ભાંગી પડે રે બ્રહ્માંડ. કન્યાએ. ૩. કહેવા દેને મારી માતને પછી તારી વાત, હત્યા આપું તુજને, કરું દેહનો પાત. કન્યાએ. ૪. કૌભાંડ લાગ્યો કંપવા પુત્રી પરમ પવિત્ર, પછી કાલાવાલા માંડિયા, જાણ્યું સ્ત્રી ચરિત્ર, કન્યાએ. ૫. બાઈ રાજાએ મને મોકલ્યો, લોકે પાડયો વિરોધ, ઓખાજી પૂછવા માટે, આવડો શો ક્રોધ. કન્યા. ૬. એવું કહેતાં સેવક મોકલ્યો બાણાસુરની પાસ, રાજાએ મંત્રીને કહાવિયું, જુઓ ચઢીને આવાસ. કન્યા. ૭. કૌભાંડ કોપ કરીને ગાજિયો, વગડાવ્યાં નિશાન; માળિયેથી બંને ઊતરો, બાણાસુરની આણ. કન્યાએ. ૮. દાસને આપી આજ્ઞા, સ્તંભ કરોને છેદન, ઓખાએ આંસુડાં ઢાળિયાં ચંપાશે સ્વામીન. કન્યા. ૯. હોકારો અસુરનો સાંભળી ઊભો થયો અનિરુદ્ધ; મેઘની પેઠે ગાજિયો, કંપી નગરી બદ્ધ. કન્યાએ. ૧૦. મંત્રી કહે સુભટ સાંભળો કોઈ જોધ્ધો બોલ્યો અહીં; આપણા નાદે ઊઠિયો, મેઘ શબ્દેથી સહિ. કન્યાએ. ૧૧. ઓખાએ નાથને બાથમાં ઘાલિયા; શું જાઓ છો વહી; માંડી જાુઓ જુદ્ધને હવડાં જાઉં કહીં. કન્યાએ. ૧૨. આ શો ઉધમ વઢવા તણો; નથી, બાપુનું ધામ, દાનવને માનવ જીતે નહિ, ન હોય ઋતુ સંગ્રામ. કન્યા. ૧૩. નાથ કહે સુણ સુંદરી, વાત સઘળે થઈ, હવે ચોરી શાની આપણે, બેસીએ બારીએ જઈ. કન્યા. ૧૪.

**વલણ** જઈ બેઠાં નરનારી બંને, વાત વિપરીત કીધી રે; છજે બેઠાં કાનકુંવર ઓખા ઉછંગે લીધી રે. ૧૫.

## કડવું-પ૪મું.

**રાગ રામકળી** જોડી જોવાને જોધ મળ્યા ટોળેજી, ઓખાને બેસાડી અનિરુદ્ધ ખોળેજી, કંઠમાં બાવલડી ઘાલીને બાળાજી, દેખી કૌભાંડને લાગી જ્વાળાજી. ૧.

**ઢાળ** જ્વાળા પ્રગટી ઝાળ પ્રગટી, સુભટ દોડયા સબળા, મંત્રી કહે ભાઈ સબળ શોભે, જેમ હરિ ઉછંગે કમળા. ૧. લઘુ સ્વરૂપને લક્ષણવંતો, આવી સુતા સંગ બેઠો; જ્યાં સ્પર્શ નહિ પંખી તણો તે, માળિયામાં કેમ પેઠો ? ૨. નિશંક થઈને છજે બેઠાં, નિર્લજ નર નારી: હાસ્ય વિનોદ કરે ઘણો, લજ્જા ન આણે મારી. ૩. ઓખાએ અપરાધ માંડયો; ધાઈ ધાઈ છે સોઈ, પ્રધાન કહે એ પુરુષ મોટો, કારણ દીસે કોઈ. ૪. અંબુજ વરણી આંખલડીને, ભ્રકુટી રહી ખમ ખમી, રોમવાળી વાંકી, વળી વઢવા રહ્યો ટમટમી. ૫. માળ ઘેર્યો સુભટ સર્વે, બોલે છે આનંદ; અહો વ્યભિચારી ઊતર હેઠો, એમ કહે કૌભાંડ. ૬. અલ્પ આયુષ્યના ધણી, જમપુરીનો માર્ગ સત્ય; અસુર સરિખા રિપુ માથે, કેમ થઈ બેઠો સ્વસ્થ. ૭. બાણાસુરની દીકરી તેને ઈંદ્રે ન થાય આળ; તે રાજકુંવરીની સંગે, તું ચઢીને બેઠો માળ. ૮. સાચું કહે જેમાં શીશ રહે; કોણ નાત કુળ ને ગામ;

યથાર્થ તું ભાખજે, કેમ સેવ્યું ઓખાનું ધામ ! ૯. અનિરુદ્ધ વળતાં બોલિયો સાંભળો સુભટ માત્ર; ક્ષત્રી નંદન હું ઈચ્છાએ આવ્યો, બાણનો જમાત્ર. ૧૦. મંત્રી કહે અલ્યા બોલ વિચારી, ઊતરશે અભિમાન; જમાત્ર કોનો, બાળ કોનો, કોણે દીધું કન્યાદાન. ૧૧. અપરાધી પૂરણ ઊતર હેઠો, તને બાણરાયની આણ. આ દાનવ તારો પ્રાણ લેશે, મરણ આવ્યું જાણ. ૧૨. વિચાર જાણ જીવ્યાનો જો પડ્યો રણવાસે ચૂપ; સિંહ હોય તો હાકે ઊઠે, પણ દીસે છે જાંબુક. ૧૩. બેઉ જણાને જોઈને પાછો ચાલ્યો કૌભાંડ, કૌભાંડનું વાક્ય સાંભળી, બોલ્યો બળીરાજાનો તન. ૧૪ સાંભળતામાં ચાર લાખ યોદ્ધા, મોકલ્યા તત્કાળ; તે ઓખાએ દીઠા આવતા, પડી પેટમાં ફાળ. ૧૫.

## કડવું-૫૫મું.

**રાગ પરજ** કામિનીએ જ્યારે કટક દીઠું, ઓખા થઈ નિરાશ. અરે દૈવ આ શું કીધું, મનમાં હતી મોટી આશ વાલા કેમ વઢશો રે, મારા પાતળિયા ભરથાર; વાલા કેમ. ૧. ટેક. અરે પિયુ તમે એકલા કરમાં નથી ધનુષ્યને બાણ, એ પાપી કોપિયો, તે લેશે તમારા પ્રાણ. વાલા. ૨. આછી પોળી ઘીએ ઝબોળી, માંહે આંબા રસ ઘોળી; તમે જમતા હું પીરસતી, ભરી કનક કટોરી, વાલા. ૩. આળોટે પાળોટે અવની પર, રુદન કરે અપાર; બોલાવી બોલે નહિ, નયણે વરસે આંસુની ધાર. ૪ વળી બેસે ઊઠે ને વળી, થાય વદન વિકાસણ વીર. તીવ્ર બાણ જ્યારે છૂટશે, સહશે કેમ કોમળ શરીર. વાલા. ૫. મારા માતા પિતાને જાણ થયું, ને કટક મોકલ્યું પ્રૌઢ; પાપી બાપે કંઈ નવ જાણ્યું, બાણાસુર મહામૂઢ. વાલા. ૬.

## કડવું-૫૬મું.

**રાગ ઢાળ** ઘેલી નારી કાલાવાલા, જે કરો તે ફોક; અમો એવું યુદ્ધ કરીએ, તે જાણે નગરના લોક. ૧. તું જાણે પિયુ એકલા ને હાથે નહિ હથિયાર, તારા બાપે ચાર લાખ મોકલ્યા, તે મારે મન છે ચાર. ૨. તું જાણે પિયુ એકલા ને કર નહિ ધનુષ્યને બાણ; એક ગદા જ્યારે ફરશે ત્યારે લઈશ સર્વના પ્રાણ. ૩. ચિત્રલેખા ચતુર નારી, વિધાત્રીનો અવતાર; ઓખાએ તે ધ્યાન ધરિયું, આવી માળિયા મોઝાર. ૪. એવું કહીને જોયું શય્યામાં, ગદા તો નવ દીઠી; ચમકીને પૂછ્યું ચિત્રલેખાને, અંગ લાગી અંગિઠી. ૫. ચિત્રલેખા કહે મહારાજ, હું તો ચતુર થઈને ચૂકી; મેં જાણ્યું મુજને મારશે, ગદા દ્વારિકામાં મૂકી. ૬. અનિરુદ્ધ કહે શાને વઢું, મારે હાથ નથી હથિયાર, ચિત્રલેખાએ નારદ સંભાર્યા, માળિયા મોઝાર. ૭. નારદ કહે મુજને કેમ સંભાર્યો, કૌભાંડ કેરી તન; મહારાજ યુદ્ધ ચઢે અનિરુદ્ધ, દેજો આશીર્વાદ વચન. ૮. નારદે આશીર્વાદ દીધો, સૌભાગ્યવતી ઓખાબાઈ; ભલો ભલો પુત્ર પ્રદ્યુમનનો, ચિરંજીવી અનિરુદ્ધભાઈ. ૯. ભલો ભલો તું પુત્ર પ્રદ્યુમનનો વીર ઘણો વિકરાળ; અંતરિક્ષ ઊભો હું જોઉં છું, આણ સરવનો કાળ. ૧૦. અલ્યા ઘણીવાર તો બેસી રહ્યો, ને વાત તણું નહિ કામ; બૈરામાં બાકરી બાંધી બોળ્યું બાપનું નામ. ૧૧. અનિરુદ્ધ કહે શાને વઢું, હથિયાર નથી કંઈ એક; જોધ્ધા ઝાઝા શોર કરે છે, ત્યાં શો કરવો વિવેક ? ૧૨. નારદ કહે છે ઓખાબાઈને તું આદ્ય જગતની માત; તારું સામર્થ્ય હોય જેટલું, જે આપ

સ્વામીને હાથ. ૧૩. ઓખાએ એક ભોંગળ લઈને કાઢી આપી બાહર; સ્વામીના કરમાં આપી, તેમાં હજાર મણનો ભાર. ૧૪. વીર વિકાસી ભોંગળ લીધી, માળિયામાં ધાય; ચાર લાખ જોધ્ધા તરવરિયા તે સામા યુદ્ધ જાય. ૧૫. ગેડી ગુપ્તી ફરસી તુંબર છૂટે ઝાઝાં બાણ; માળિયાને ઢાંકી દીધું, જેમ આભ્રલિયામાં ભાણ. ૧૬. આવતાં બાણ એકઠાં કરીને, પાછા નાખે બાળ; ઊંચેથી આવી પડે, આણે સરવનો કાળ. ૧૭. ભડાક લઈને ભોંગળ મારી. અનિરુદ્ધે જેણી વાર; તે રણકાર કરતી આવી, તેણે કર્યો ઘણો સંહાર. ૧૮. અનિરુદ્ધ કેરો માર તે યોદ્ધાથી ન ખમાય; મારી કટક સર્વે કટકા કીધું, આપે નાઠા જાય. ૧૯. રહો રહો શા માટે નાસો, કાં થાઓ રાંક ? હું તમારા કાજ આવ્યો છું, મારો ન કાઢો વાંક. ૨૦. અંગ ધ્રૂજે કાંઈ ન સુજે, આવ્યા રાયની પાસ; બાણાસુર શું બેસી રહ્યો ને, કટક થયું નાશ. ૨૧. જોધ્ધા સહુ નાશ થયા રે; હું ચોરીથી નાઠો સાર, તમને આવ્યો સંભળાવવા ઘણું કરી પોકાર. ૨૨. નાસ રાજા ભોંગળ આવી, પ્રાણ તારો જાય; બાણાસુર પડ્યો ગાભરો, દેવ આ તે શું કહેવાય ? ૨૩. બીજા રાયે છ લાખ મોકલ્યા, જઈ કરો સંગ્રામ; મારી બાંધી લાવો કહું છું, એને તો આ ઠામ. ૨૪. જોધ્ધા આવ્યા જોરમાં તે, કરતા મારો માર; છ લાખ આવી ઊભા રહ્યા, તેના બળ તણો નહિ પાર. ૨૫. કોઈ એક ને બે જોજન ઊંચા જે કહેવાય; કોને માથે શીંગડાં, લોચન ઉદર સમાય. ૨૬. ખડગ ખાંડા તુંબર ફરસી ગોળા હાથે નાળ; તોપ, કવચ, રણભાલા, બરછી, મુદ્‌ગર ને ભીંડીમાળ. ૨૭. સાંગ ગેડી ગુપ્તી, ગદા ને ઝળકતી તલવાર; બાણાસુરના યોદ્ધા તે કરતા મારો માર. ૨૮. કંઈક કચ્ચર ઘાણ થયા ને, કોઈકના કકડાય, કુંભસ્થળ ફાટી ગયાને, પડ્યા તે પૃથ્વીમાંય. ૨૯. અનિરુદ્ધે પછી વિચાર્યું. ગદા પડી છે ધર્ણ, જોધ્ધા આવ્યા જોરમાં તે કેમ પામશે મરણ ? ૩૦. પછી પડતું મૂકયું પૃથ્વી ઉપર, ગદા લીધી હાથ; કાળ ચક્રની પેઠે સેજે, સૌ સંહાર્યા સાથ. ૩૧. કોઈ જોધ્ધાને ઝીંકી નાખ્યા, ઝાલ્યા વળતી કેશ; કોઈને અડબોથ મૂકી ને, કોઈને પગની ઠેસ. ૩૨. કોઈનાં મોઢાં ભાગી નાખ્યાં, હાથની લપડાકે; કોઈને મારી ભૂકો કીધો, ભોંગળને ભડાકે. ૩૩. એમ હુલ્લડ કર્યું ને ત્રાસ પાડયો, બુમરાણ બહુ થાય; છ લાખ ચકચુર કરીને, ગયો માળિયા માંય. ૩૪. નાઠા જોધ્ધા વેગે ગયા, જ્યાં છે બાણાસુર રાય; નાસ રાજા ભોંગળ આવી, પ્રાણ તારો જાય. ૩૫. ન હોય કંઈ નાનો કુંવર, દીસે છે કોઈ બળિયો; ઘણીવારનો યુદ્ધ કરેછે. કોઈનો ન જાય કળિયો. ૩૬. કૌભાંડને તેડાવી પૂછયું, હવે શું કરવું કાજ; આટલે છોકરે નીચું જોવડાવ્યું, ધિક ધિક મારું રાજ. ૩૭.

**રાગ બિહાગ** મતવાલો મહાલે માળમાં, જઈ જોધ્ધાએ સભામાં સંભળાવ્યું; કૌભાંડને ચડિયો કાળ, મતવાલો મહાલે માળમાં. ૧. જુગ જીત્યું પણ કોઈ નવ દીઠું, સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, કહો કૌભાંડ હવે શું, મારો લાગ્યો ભારે ભૂપાળમાં. મતવાલો. ૨. સહુ સૈન્યનું સામર્થ્ય ભાંગ્યું, બહુ બળ દીઠું છે બાળમાં રે; દશ લાખનો દાટ જ વાળ્યો, હજી છે વઢવાની ચાલમાં. મતવાલો. ૩. કહો પ્રધાન હવે શી વલે થાશે, બાણ પડયો જંજાળમાં રે, રાતમાં જઈને રોકી રાખો, નાસે પ્રાત:કાળમાં. મતવાલો. ૪. વિખિયા રે વળગ્યો તે નહિ થાય અળગો, જેમ માખી મધજાળમાં રે; બાળકને બકરી શાને ધારો, જણાય સિંહની ફાળમાં. મતવાલો. ૫. બાળકને જે બાંધી લાવે, તેને વધાવું રતન ભરી થાળથી રે, સિંહપણું વેરાઈ ગયું ને, થયો સંગ્રામ શિયાળમાં રે. મતવાલો. ૬.

## કડવું-૫૭મું.

**રાગ સોરઠ** કૌભાંડ કહે તું સાંભળ રાજા, કહું એક સાચો મર્મ; એ ભોંગળે દશ લાખ માર્યા, તેને ન રહ્યો તારો ધર્મ. ૧. અચરજ એક લાગે છે મુજને પડી અસંગે વાત; એક ભોંગળે દશ લાખ માર્યા, કીધો મહા ઉત્પાત. ૨. પૂર્વે મેં તને પ્રિછવ્યો, અહંકારે થયો તું અંધ. અહંકારે લંકા ગઈ, રામે રે માર્યો દશસ્કંધ. ૩. અહંકાર ચંદ્રમાએ કર્યો, તેને રોહિણી શું સંજોગઃ છવ્વીસ નારી પરહરી, માટે ભોગવે ક્ષય રોગ. ૪. એવા અહંકાર હું અનેક કહું, સાંભળને ભૂપાળ; વાંક કોઈનો કહાડીએ નહિ, પણ ફુટ્યું તારું કપાળ. ૫. અહંકાર તુજ બાપે કર્યો, જેણે જીત્યા દશ દિગ્પાળ, વામન રૂપ વિઠ્ઠલે ધરીને, બળી ચાંપ્યો પાતાળ. ૬. અહંકાર કોઈનો છાજ્યો નહિ, ગર્વ ન કીજે રાય; ગર્વ કોઈનો રહ્યો નહિ, તમે વિચારો મનમાંય. ૭. પહેલી ધજા ભાંગી પડી, વરસ્યો રુધિરનો વરસાદ; નક્ષત્ર તૂટી પડ્યું ને, થવા માંડયો ઉત્પાત. ૮. હવે તત્પર થઈને સેના સંભાળો, નહિ નાઠાનું કામ; દશ દિશા તું જીતીને આવ્યો, છોકરે બોળ્યું તારું નામ. ૯. રાય પહેલાં મેં તને પ્રિછવ્યો. પ્રતાપ તારો પ્રત્યક્ષ; આ સમે એ વિલોકતામાં, ઉદય પામ્યો અસ્ત. ૧૦. સ્વર્ગ મૃત્યુ પાતાળમાં કહેવાયો તું એક, તરણાવત તુજને કર્યો, એ છોકરે વાળ્યો છેક. ૧૧. વચન એવું સાંભળીને, રાયની ગઈ છે સુધ ને શાન; સ્થુળ અંગ દેખી રાજાનું, પછી બોલ્યો પ્રધાન. ૧૨. કૌભાંડ કહે તું સાંભળ રાજા, પરાક્રમ મારું પ્રચંડ, શશક ઉપર સિંહ અખંડ છે, તેમ પૃથ્વી કરું શતખંડ. ૧૩ કહો તો એને બાંધી લાવું, એમાં તે કેટલું કામઃ શોણીતપુરના સુભટ કેરા શોક ટાળું હાલ. ૧૪. રળિયાત થયા વચન સાંભળી, આપ્યા સહુ શણગાર; તું મારો વડો બાંધવ, આ તારા સર્વ ભંડાર. ૧૫. જાઓ વીરા તમે જઈને, કરી આવો શુભ કામ; વધામણી પહેલાં મોકલજો. પેલા શત્રુનો ફેડી ઠામ. ૧૬. વચન શીશ ચઢાવીને ઊઠયો, તેણે કીધો સૌ શણગાર; સૈન્યા સઘળી સજ કરી; તેની શોભાનો નહિ પાર. ૧૭. મહા મોટો ગજ ગિરિવર સરખો, મદગળીત કહેવાય. હીરા માણેક રત્નજડિત અંબાડી, તેની જ્યોતે રવિ ઢંકાય. ૧૮. સૂર્યવંશી ને સોમવંશી, પાખોરિયા કેકાણ; મોરડે મોતી જડિત, તેને હીરા જડિત પલાણ. ૧૯. અનેક અશ્વ દોડિયા, આગળ ગણતાં ન આવે પાર; અનેક પાલખી રથ ઊંટની, તેને સુભટ થયા અસવાર. ૨૦. સિંહલદ્વીપના હસ્તી મોટા, તેને જડ્યાં માણેક અપાર; મેઘાડંબર છત્ર ધરીને, મંત્રી થયો અસવાર. ૨૧. નગારાનો ઘોંસ વાગે, શરણાઈઓના સૂર, સૈન્ય સઘળું પરવળ્યું. જાણે સાગર આવ્યુ પૂર. ૨૨. નાળ ગોળા કવચ ભાલા કરતા મારો માર; માળિયા આગળ ઊભો એટલે ઓખા કરે વિચાર. ૨૩. સ્વામી તમારા મનમા આવે તો કહું વિનંતી આજ, ચિત્રલેખા દ્વારિકા લઈ જાય તો સાધે સઘળું કાજ. ૨૪. વચન સુણીને જ્વાળા લાગી, ચઢી અનિરુદ્ધને રીસ; ચરણ કેરી આંગળીથી, જ્વાળા લાગી શીશ. ૨૫. યુદ્ધ વિષે સનમુખ ન રહું તો, લાજે મારો વંશ; બાણાસુરને એણી પેરે મારું, જેમ કૃષ્ણે માર્યો કંસ. ૨૬. એવા માંહે જોધ્ધા આવ્યા, દેવા લાગ્યા ગાળ; ક્રોધ ચઢયો બહુ કામ કુંવરને, કીધી ઈચ્છા દેવા ફાળ. ૨૭.

## કડવું-પદ્દમું. ૬૦

**રાગ સુપાળ** ઓખા કહે કંથને એમ ન કીજે. બળીયા શું વઢતાં બીજે; એ ઘણાને તમો એક, તાતે મોકલ્યા જોધ્ધા અનેક, દૈત્યને વાહન તમો પગ પાળા, એ કઠણ તમો સુંવાળા; એને ટોપ કવચ ને બખતર, તમારે અંગ સોહે પીતાંબર, દૈત્યને સાંગ ને બહુ ભાલા, પ્રભુ તમે છો ઠાલામાલા; આ તો મસ્તાના છે બહુ બળીયા. તમો સુકોમળ પાતળીયા. પહેલું મસ્તક મારું છેદો, સ્વામી પછી અસુરને ભેદો; તમારા દેહને દેખીને હું તો મોહું, નેત્રે જુદ્ધ કરતાં કેમ જોઉં ? મુવા દૈત્ય કરે હોકારા, પ્રભુ પ્રાણ કંપે છે મારા; ઈચ્છા અંતરમાં પેઠી, દૈત્યે માળિયું લીધું વીંટી, ઘણો ક્રોધી વિરોધી છે બાણ; હાકે ઈન્દ્ર જાય આસમાન, જન સ્થંભે તાતની હાકે, બાણે સૈન્ય ચડાવ્યું ચાકે. જેને નામે તે મેરૂ હાલે, ચક્રધારી સરખાનું નવ ચાલે; ક્ષત્રી સાથ રહે છે બીતો, તમે કઈ પેરે એને જીતો ? મંત્રી રહ્યો છે દંત જ કરડી, શે ધાઓ છો મૂછો જ મરડી, કંથ કહે ન કરું સંગ્રામ, નાસી પેઠાનો કીયો ઠામ ? હવે જીવતા છૂટવું નહિ, સૈન્ય મારીએ સામા થઈ; નથી ઉગરવાનો ઉપાય; ત્યારે ભય પામે શું થાય ? નાઠે લાંછન લાગે કુળમાં, જેમ શશીને લાંછન મુખમાં, મહુવર વાજે મણિધર ડોલે; ન ડોલે તો અળશિયા તોલે, ઘન ગાજે કેશરી દે ફાળ, ન ઉછળે તો જાણવો શિયાળ, મંત્રી શોભે દેખીને દળ, ન શોભે તો વ્યંઢળ જાણ, હાકે વાઘ ન માંડે કાન, તો જાણવો નિશ્ચે શ્વાન; ઘરમાં જોધ્ધો રહે કો પેસી, તો ચરણ વિનાનો રહે બેસી, એમ કહીને ઓખા અળગી કીધી, ગાજ્યો ને ભોંગળ લીધી; અસુર સૈન્યમાં જઈને અડિયો. છેજેથી કપિની પેઠે પડીયો. જેમ ચંદ્ર પેસે વાળદમાં, તેમ અનિરુદ્ધ લીધો વીંટીં દળમાં, અસુર કહે એ માનવી કશું, બહું સિંહમા બગલું પશુ, જો મુગટ મંત્રીને ચરણે ધરે તો તું મૃત્યુ થકી ઉગરે, તેનાં આવાં વાક્ય સાંભળી, અનિરુદ્ધ ધાયો હોંકારો કરી, નાંખે દૈત્ય ખાંડા મુગદળ, તેમ વિષ્ણુ નાંખે ભોંગળ; વીસ સહસ્ર અસુર સૌ તુટયા એક વારે બહુ છુટ્યા, આયુધ ધારા રહી છે વરસી, છૂટે પરિઘ આયુધ ને ફરસી; થાય દાનવ ટોળે ટોળાં, વરસે ભીંડીમાળા ને ગોળા, બોલે દુંદુભી ના ગડગડાટ, થાય ખાંડા તણા ખડખડાટ; હાંકે હસ્તી ને પાડે સુસવાટ, રથ ચક્ર-વાજે ગડગડાટ, હોય હયના ઘણા હણહણાટ, દેખી દોહ્યલો નાથનો ઘાટ; થાય ઓખાને ઉચાટ, પછી દાનવનો વાળ્યો દાટ, અનિરુદ્ધે મૂકાવી વાટ, કોઈને ઝીંકયા ઝાલી કેશ, કોઈને ઉડાડ્યા પગની ઠેસે, કોઈને હણ્યા ભોંગળને ભડાકે, કોઈનાં મોં ભાગ્યાં લપડાકે; કોઈને ભાલા વાગ્યા ભચોભચ, કોઈનાં નાક વાઢયાં ટચ, કોઈ અધકચરા કોઈ પૂરા, મારી સૈન્ય કર્યું ચકચુર; તે રણમાં ભયાનક ભાસે, બળ દેખી ઓખા ઉલ્લાસે, મેં તો આવુડું નહોતું જાણ્યું, ચિત્રલેખાએ રત્ન જ આણ્યું; થાય પરસેવો અનિરુદ્ધ દિલે, પોતાના વસ્ત્રમાં ઓખા ઝીલે, ભડ ગાજ્યો ને પડ્યું ભંગાણ. નાઠો કૌભાંડ લઈને પ્રાણ; થઈ બાણાસુરને જાણ, એક પુરુષે વાળ્યો ઘાણ, અસુરને ચઢિઓ બહુ કોપ; સજ્યા કવચ આયુધ ને ટોપ; વાગી હાકને ચઢિયો બાણ, તે તો થઈ ઓખાને જાણ.

**વલણ** જાણ થઈ જે તાત ચઢિયો. કોણ જીતશે સહસ્ર હાથ રે; ઓખા આંખ ભરતી, રુદન કરતી; સાદ કરતી, નાથ રે.

## કડવું-૫૯મું.

**રાગ સામગ્રી** મારા સ્વામી હો ચતુર સુજાણ, બાણ દળ આવ્યું રે. જાદવજી; દીસે સૈન્ય ચારે પાસ, હવે શું થાશે રે. જાદવજી એવા બળીયા સાથે બાથ, બાથ કેમ ભીડો જાદવજી; સામો દૈત્ય છે કુપાત્ર, માટે ડરીને હીંડો રે. જાદવજી. એ દળમાં આવ્યું બળવંત, દીસે રાતા રે, જાદવજી, એકલડા અસુરના મુખે, રખે તમે જાતા રે. જાદવજી. ઓ ગજ આવે બળવંત, દંત કેમ સહેશો રે જાદવજી. અસુર અવર્ણ ધાય, તણાયા જોશો રે. જાદવજી. એવું જાણીને ઓસરીએ, ન કરીએ ક્રોધ રે. જાદવજી; એકલડાને આશરો શાનો, માનો પ્રતિબોધ રે. જાદવજી ધીરા થાઓ ન ધાઓ, વઢો તો ફાંસુ રે; જાદવજી; મારી ફરકે છે જમણી આંખ; વરસે છે આંસુ રે. જાવદજી. મને દિવસ લાગે છે ઝાંખો, ભોંગળ હેઠી નાંખો રે; જાદવજી, હું તમને સમજાવું આ વાર, વચન મારું રાખો રે. જાદવજી; તમો મુજ દહેલડીના હંસ, મૂકોને જુદ્ધ રે. જાદવજી; પાછા વળોજી લાગું પાય, માનો મારી બુધ રે. જાદવજી; ઘેલી દીસે છે તરુણી આ શી ટેવ રે; રાણીજી, અમો બાણ થકી ઓસરશું, તો કરશું સેવ રે. રાણીજી. આવ્યો બાણાસુર ભૂપાળ. તેને હું મારું રે; રાણીજી. એના છેદું હાથ હજાર, દળ સંહારૂં દૈત્યનું રે. રાણીજી, અનિરુદ્ધ રણ થકી ઓસરે, તો લાજે શ્રી ગોપાળ રે; રાણીજી અંત આપણો આવ્યો; હવે આવે નાઠે આળ રે. રાણીજી.

**વલણ** નાઠે આવે આળ, નવ કીજીએ આવા વાદ રે; કહે પ્રેમાનંદ ઓખાબાઈએ અનિરુદ્ધને કર્યો સાદ રે.

## કડવું-૬૦મું.

**રાગ વેરાડી** ઓખા કરતી કંથને સાદ રે, હઠીલા રાણા, ઓ શા સારૂ ઉન્માદ, હો હઠીલા રાણા. ૧. હું તો લાગું તમારે પાય, હો હઠીલા રાણા, આવી બેસો માળિયા માંય, હો હઠીલા રાણા. ૨. હું તો બાણને કરું પ્રણામ હો હઠીલા રાણા; છે કાલાવાલાનું કામ, હો હઠીલા રાણા. ૩. એ તો બળિયા સાથે બાથ, હો હઠીલા રાણા; તે તે જોઈને ભરીએ નાથ, હો હઠીલા રાણા. ૪. એ તો તરવું સાગર નીર, હો હઠીલા રાણા; બળે પામીએ ન પેલે તીર, હો હઠીલા રાણા. ૫. મને થાય છે માઠા શુકન, હો હઠીલા રાણા; મારું ફરકે છે જમણું લોચન, હો હઠીલા રાણા. ૬. મારો મોતીનો તુટયો હાર, હો હઠીલા રાણા; ડાબે નેત્ર વહે જળધારા, હો હઠીલા રાણા. ૭. દીસે ગગને ઝાંખો ભાણ, હો હઠીલા રાણા; દીસે નગરી તો ઉજ્જડ રાન, હો હઠીલા રાણા. ૮. રુવે વાયસ ગાય ને શ્વાન, હો હઠીલા રાણા; આવો શુકન, માઠા થાય, હો હઠીલા રાણા. ૯. ધ્રૂજતી દેખું ધરણ, હો હઠીલા રાણા; એ તો સાગરે શોણિત વરણ, હો હઠીલા રાણા. ૧૦. આવ્યા અગણિત અસવાર, હો હઠીલા રાણા, માંહે માંહે થાય છે. હાહાકાર; હો હઠીલા રાણા. ૧૧. ઓ દુંદુભી વાગ્યો ધાય, હો હઠીલા રાણા; એ તે સૈન્યા તમ પર ધાય, હો હઠીલા રાણા, ૧૨. ઓ

આવ્યું દળ વાદળ હો હઠીલા રાણા; ઓ ઝળકે ભાલાનાં ફળ, હો હઠીલા રાણા. ૧૩. પાખર બખ્તર પહેર્યો ટોપ હો હઠીલા રાણા; દૈત્ય ભરાયા આવે કોપ, હો હઠીલા રાણા. ૧૪. આ વાજે ઘુઘરમાળ; હો હઠીલા રાણા; અશ્વ દેતા આવે ફાળ, હો હઠીલા રાણા. ૧૫. એ તો શૂરવીર મહાકાળ. હો હઠીલા રાણા; હવે થાશે કોણ હાલ, હો હઠીલા રાણા. ૧૬. નાથ જુઓ વિચારી મન, હો હઠીલા રાણા; જુદ્ધ રહેવા દો રાજન. હો હઠીલા રાણા. ૧૭. જો લોપો મારી વાત, હો હઠીલા રાણા; તમને માત પિતાની આણ, હો હઠીલા રાણા. ૧૮. આવ્યો બાણ તે પ્રલય કાળ, હો હઠીલા રાણા; મેઘાડંબર છત્ર વિશાળ હો હઠીલા રાણા. ૨૦.

**વલણ** મેઘાડંબર છત્ર બિરાજે, ઉલટી નગરી બદ્ધ રે; અગણિત અસવાર આવિયા, તેણે વીંટી લીધો અનિરુદ્ધ રે. ૨૦.

## કડવું-૬૧મું.

**રાગ સિંધુ** આવી સેન્યા અસુરની અનિરુદ્ધ લીધો ઘેરી; કામ કુંવરને મધ્યે લાવી, વીંટી વળ્યા ચોફેર. અમર કહે શું નિપજશે, ઈચ્છા પરમેશ્વરની; રિપુના દૈત્યના જુથ માંહે, અનિરુદ્ધ લઘુ કેસરી, બાણારાયને શું કરું જો ભોંગળ ધરી ફોગટ, વેરી વાયસ કોટી મળ્યા, હવે કેમ જીવશે પોપટ, બાણાસુરે સુભટ વાર્યા; નવ કરશો કો ઘાત; વીંટો ચોદિશ સહુ મળીને, પૂછું એને વાત, માળિયેથી ઓખાબાઈએ રુદન મૂકયું છોડી, પિતા પાસે જોધ્ધા સર્વે, હાથ રહ્યા છે જોડી. બળવંત દીસે અતિ ઘણો. સૈન્યા બિહામણી; પવનવેગી પાખરિયા તે રહ્યા રે હણહણી, આ દળ વાદળ કેમ સહેશો, ઓ સ્વામી સુકોમળ; અરે દૈવ હવે શું થાશે, પ્રગટ કામનાં ફળ, દેવના દીધેલ દૈત્ય મુવા, તેને દયા નહિ લવલેશ, કાચી વયમાં નાથજીને, નથી આવ્યા મૂછને કેશ, ચાર દિવસનું ચાંદરણું, તે ચઢી ગયું છે લેશ વહી; આ જોધ્ધા પિયુને મારશે, દૈવડા જીવું નહિ, અર્ભક તમારો એકલો, તેને વીંટી વળ્યા અસુર; એવું જાણીને સહાય કરજો, ઓ શામળિયા સુર, કષ્ટ નિવારણ કૃષ્ણજી, હું થઈ તમારી વહુ; જો આંચ આવશે તમ પુત્રને તો લજવાશે જાદવ સહુ. પ્રજાના પ્રતિપાળ છો. તમે પનોતા મોરારી; સંભાળ સર્વેની લીજીએ, નવ મૂકીએ વિસારી. અમને તો પણ આશા તમારી અમે તમારા છોરું; લાજ લાગશે વૃદ્ધને કોઈ કહેશે કાળું ગોરું. પક્ષ પલાણ પ્રભુજી, પુત્રની કરવા પક્ષ; ભગવાનને ભજતી ભામિની, ભરથાર છે રિપુ મધ્ય. મુખ વક્ર નેત્ર બીહામણાં મુખે મૂછો મોટી; તેવા અસુર આવી મળ્યા. એક શંખ ને સપ્ત કોટી દળ વાદળ સેના ઉલટી, મધ્ય આણ્યો અનિરુદ્ધ વીર. વીંટયો વેરીએ જેમ મક્ષિકાએ મધ. ધનુષ્ય.ચઢાવ્યાં પાંચસો, બહુ ચઢાવ્યાં બાણ; ગાયે ગુણજન ગુણ બહુ; ગડગડે નિશાન. અનંગ અભરક એમ વીંટયો, જેમ શોભે છે ઈન્દુ લઘુ; જેમ ઉલટે ધણીને લલાટે શ્વેતબિંદુ લઘુ, કુંજરની સૂંઢ સરખા, શોભે છે ભુજ, સરાશન સરખી ભૃકુટી, નેત્ર બે અંબજુ, તૃણ માત્ર જે વઢતો નથી. બાણના જે બાહુ; અનિરુદ્ધ અસુર એવા શોભે, જેમ ચંદ્રમા ને રાહુ, આવી જોયું વક્ર દષ્ટે, મૂછો મોટી ચક્ષવપુ શોભાવે, ભુજ ભાલા ને કેશ રૂપનું

છે જેમ વૃક્ષ, આ સમે કોવાડાને, અથવા ભોંગળ રે કર ધારી; અરે ટાળુ રિપુ સંસારના, ઊતારૂં એનો ભાર. શિવબાણનું બળ છે, માંહે સર્વનો સાથ, કે પેટાળમાં પુરવજ વસે છે; પીંડ લેવા કાઢે છે હાથ, કાષ્ટના કે લાખના, એણે ઘડીને ચોડયા કર; અથવા કોઈ પંખી દીસે વંખેર્યો છે પર. ત્યારે હસવું આવ્યું બાણને, એ શું બોલે બાળ; કૌભાંડ સાંભળો એ, તમને દે છે ગાળ; બળીસુત અંતર બળ્યો ને લોકમાં તે બળવાન; શું કરું જો લાંછન લાગે નીકર વિધિએ દઉં કન્યાદાન. સુભટ નિકટ રાય આવ્યો, બોલિયો બહુ ગરવે, નફ્ફટ લંપટ નથી લાજતો, વિંટ્યો હણવા સરવે, કુળ લજામણો કોણ છે, તસ્કરની પેઠે નિરલજ, અપરાધ આગળથી કેમ ઉગરે, જેમ સિંહ આગળથી અજ, અમસ્થો આવી ચઢ્યો, કાંઈ કારણ સરખું ભાસે; સાચું કહે જેમ શીશ રહે તુજ બાળક રહે વિશ્વાસે; કોણ કુળમાં અવતર્યો કોણ માત તાતનું નામ, અનિરુદ્ધ કહે વિવાહ કર્યો, હવે પૂછ્યાનું શું કામ ? પિતૃ પિતામહ પ્રસિદ્ધ છે. દ્વારિકા છે ગામ; છોડી છત્રપતિની વર્યો, હવે ચતુર મન વિચાર, વૈષ્ણવ કુળમાં અવતર્યો, મારું નામ અનિરુદ્ધ; જો છોડશો તો નક્કી બાંધી, નાખીશ સાગર મધ્ય, બાણાસુર સામે જઈને કૌભાંડ વળતું ભાખે; ચોરી કરી કન્યા વર્યો તે, કોણ વૈષ્ણવ પાખે ? પુત્ર જાણી કૃષ્ણનો, પછી બાણ ઘસે છે કર; નિશ્ચે કન્યા વરી, મારું દૈવ બેઠું ઘર. રીસે ડોકું ધુણાવીને, ધનુષ્ય કરમાં લીધું; બાણાસુરે યુદ્ધ કરવાને, દળમાં દુંદુભી દીધું.

### કડવું-૬૨મું.

**રાગ ગોડી** આવ્યો કુંવર રથે ભાથા ભરી, આવ્યો બાણાસુર વેગે કરી; જોધ્ધાને નવ માયે શૂર. ચઢી આવ્યું જેમ સાગર પુર. ૧. વાજે પંચ શબ્દ રણતુર, મારી જોધ્ધા કર્યા ચકચુર; બાણાસુરના છુટે બાણ છાઈ લીધો આભલિયામાં ભાણ. ૨. થયું કટક દળ ભેળાભેળ, જમે કાપે કો વાડે કેળ; આવ્યા એટલા ધરણી ઢળ્યા. તેમાં કોઈ પાછા નવ વળ્યા. ૩. આવી ગદા તે વાગી શીશ, નાઠો હસ્તી પાડી ચીસ, બાણાસુર ઉપર ભોંગળ પડી, ભાંગ્યો રથ કડકડી. ૪. રાયની ગઈ છે શુદ્ધ ને શાન, ભાંગ્યું કુંડળ છેદ્યા કાન; પાછા લઈ ચાલ્યો પ્રધાન; ઘર જાતામાં આવી શાન. ૫. પછી બોલે છે રાજન, સાંભળો મારા પ્રધાન; હાય હમણાં ભોંગળ આવશે; જાણું છું જે જીવડો જશે. ૬. પ્રધાન કહે કેમ થયા અજાણ, કયાં ગયું મહાદેવનું બાણ; મેલો તો થાય કલ્યાણ, આ ફેરી એના બંધાશે પ્રાણ. ૭. તે લઈ બાણાસુર પાછો ફર્યો, તે ઉપર માળીએ સંચર્યો; અનિરુદ્ધે વિચારી વાત હવે હું જોડું હાથ. ૮. શિવનું વ્રત તે સાચું કરું, વચન એનું મસ્તક ધરૂં; અનિરુદ્ધે બે જોડ્યા હાથ. બાણાસુરે મેલ્યું બાણ. ૯. આ ફેરી એ બંધાઈ પડયો, ઉપરથી પર્વત ગડગડયો, લાતો ગડદા પાટું પડે, તે દેખી ઓખા રડે. ૧૦. ત્યાંથી મનમાં વિચાર જ કર્યો, અનિરુદ્ધને લઈને સંચર્યો; મારતા કુંવરને લઈ જાય; ઓખા રુવે માળિયા માંય.

## કડવું-૬૩મું.

**રાગ રામકલિ** મધુરે ને સાદે રે હો, ઓખા રુવે માળિયે રે હો; બાઈ મારા પિયુને લઈ જાય, સખી મારા થકી નવ ખમાયે; હમણાં કોઈ કહેશે રે, હે પિયુજીને મારિયા રે. ૧. બાઈ મારા પેલા ભવનાં પાપ, બાઈ મારો આવડો શો સંતાપ; શે નથી મરતો પાપી બાપ, માથેથી આભ તુટે રે હો, પડજો સગા બાપને માથે રે. ૨. હાં રે મારા કંથની કોમળ કાય, એવા એવા માર તે કેમ ખમાય; ઓ પેલા દુષ્ટને ના મળે દયાય, આવ્યું રે હો બાળપણા વેશમાં રે. ૩.

## કડવું-૬૪મું.

**ચાલ** ચિત્રલેખા કહે બાઈ શાને રડે છે, તરા કંથની નહિ થાય હાણ; જઈને હું સમજાવું છું રે, જે નહિ લે તેના પ્રાણ. ૧. ચિત્રલેખા આવી ઊભી રહી, જ્યાં પોતાના તાત, સાંભળો પિતા વિનંતી, કહેશો સમજાવી અહીં વાત. ૨. એ છે મોટાનો કુંવર તે, તમે જોઈને છેદજો શીશ; માથા ઉપર શત્રુ થશે, હળધર ને જગદીશ. ૩. એને વડવે બળી પાતાળે ચાંપ્યો, એવાં છે એનાં જે કામ, વગર વિચારે મારશો તો ખોશો ઘર ને ગામ. ૪. પ્રધાને જઈને કહ્યું બાણાસુર ભૂપાળ; રાજા રખે એને મારતા, એ છે મોટાનો બાળ. ૫. પરણી કન્યા કોઈ પરણે નહિ, માથે રહેશે આળ; લોકમાં કહેવાશે જમાઈ માર્યો, એવી દેશે ગાળ. ૬. માટે ઘાલો કારાગૃહમાં, હાથે ન કીજીએ ઘાત; એકલે દશ લાખ માર્યા, તે મોટી કીધી વાત. ૭. પછી વજ્ર કોટડીમાં, બેસાડયો એ તન; સરપે એને વીંટીઓ રે, કર્યો ફરતો અગન. ૮. તે પૂંઠે જળની ખાઈઓ ખોદી, મેલ્યા બહુ રખવાળ, સરપ કેરા ઝેરથી પ્રજળવા લાગ્યો બાળ. ૯. અનિરુદ્ધને બંધન કરીને, વિંટયા બહુ સરપ; કામકુંવરને બાંધિયો, પછી ગરજીઓ છે નૃપ. ૧૦



**વલણ** નૃપ ગાજ્યો મેઘની પેરે, ઊતરાવી ઓખાય રે; અનિરુદ્ધને બંધન કરી; બાણાસુર મંદિરમાં જાય. ૧૧.

## કડવું-૬૫મું.

**રાગ સામગ્રી** બાણે બન્નેને બાંધિયાં નૌતમ નર ને નાર: અનિરૂદ્ધ રાખ્યો મુખ આગળે, ગુપ્ત રાખી કુમાર. બાણે બંનેને બાંધિયાં. ૧. ચૌટામાં ચોર જણાવિયો. ઢાંકચો વ્યભિચાર; ઓખા છાની મંદિરે મોકલી, રાખ્યો કુળનો તે ભાર, બાણે. ૨. લક્ષણવંતો હીંડે લહેકતો બહેકતો બહુ અવાસ; દૈત્યનું દળ તે પૂંઠે ભમે ઘેરી હીંડે તે દાસ. બાણે. ૩ એક પેચ છુટ્યો પાઘડી તણો, તે આવ્યો પાઘ

પ્રમાણ, ચોરે તે મોર જ મારિયો, તેના કરે લોક વખાણ બાણે. ૪. ઓખા ફરીને વર જો પરણશે તો ભૂલશે ભવ ભરથાર; તે સ્વામીથી શું સુખ પામશે, લીધું એણે અમૃત સાર. બાણે. ૫. કો કહે એમાં દૈવત દીસે ખરું, રૂપવંતો રસાળ; કટાક્ષમાં કામની મોહી પડે, એવી માયા મોહજાળ. બાણે. ૬. તેની ભુલવણી ભ્રકુટી તણી, ભૂલી પડે તે નાર. કુંવારી કન્યાને કામણ કરે, સંતાડે સર્વ કુમાર. બાણે. ૭. સખી પ્રત્યે સખી ઓચરી, દેખી અંગ ઉન્માદ; બાંધ્યો જુવે છે આપણા ભણી, એને છે એવી ટેવ. બાણે. ૮. ચાર માસ આશા પહોંચી, ઘણો લાગ્યો સ્નેહ વિવાદ; માળિયે સુખ પામ્યાં ઘણું, પછી લાગ્યો લોક અપવાદ. બાણ. ૯.

**વલણ** લાગ્યો, લોકપવાદ પણ પામ્યો દેવ કન્યાય રે, પછી બાણાસુરે અનિરુદ્ધને રાખ્યો ઓખા ઘરમાંય રે. ૧૦

## કડવું-૬૬મું.

**રાગ ધવળ ધનાશ્રી** શુકદેવ કહે છે પરિક્ષિતને, તમે સાંભળો કહું એક વાતજી, કૃષ્ણ કુંવર એ બાંધી રાખ્યો, ઓખાના ઘરમાંયજી. ૧. નાનાં વિધનાં બંધન કીધાં, કાઢી ન શકે શ્વાસજી; એકના મુખ દેખી દામણા, થાય ઉદાસજી. ૨. બાણમતી બાણાસુરની રાણી, જળ ભરે ચક્ષુજી પુત્રી જમાઈ ભૂખ્યાં જાણી; છાનું મોકલે ભક્ષજી. ૩. કષ્ટ દેખી નાથનું ઓખા નયણે ભરે છે નીરજી; અનિરુદ્ધ આપ બળે કરીને, ઓખાને દે છે ધીરજજી. ૪. આદરું તો અસુર દળને, ત્રેવ તૃણ માત્રજી; શોભા રાખવા સ્વસુરની તો, હું એ બંધાયો છું ગોત્રજી. ૫. આગમાં ઊઠું તો શી છૂટું દળું દાનવ જુથજી; શું કરું જો સ્વસુર પક્ષમાં, રાખવું છે સુખજી. ૬. આકાશ અવની એ થાશે, એવો નિપજશે ધંધજી; અગ્નિ કેરી જ્વાળા ધુમ્રમાં અસુરો થાશે અંધજી. ૭. સહાયે થા શામળિયો સબળો, સઘળા છુટશે બંધજી; કુષ્ણ આવી બાણાસુરના, છેદશે સઘળા સ્કંધજી. ૮ મારા સમ જો સુંદરી તમો ઝાંખો કરો મુખ ચંદ્રજી; બંધનથી દુઃખ દે છે ઘણું, તારી આંખ અશ્રુબુંદજી. ૯. એમ આસના વાસના કરીને, રાખ્યું ઓખાનું મનજી; ત્યાર પછી ત્યાં શું થયું, સાંભળો રાજનજી. ૧૦. પછી ભવાનીનું સ્મરણ કરીને, બાળક લાગ્યો પાયજી, ભગવ ભવતારણી, આવી કરજે સહાયજી. ૧૧.

**ચાલ** મા તું બ્રહ્માણી. તું ઈંદ્રાણી. તું કૃષ્ણા; સ્થાવર જંગમ સચરાચર, મૃગ ઉપર જ તૃષ્ણા. ૧. દૈત્યને પાતાળ ચાંપ્યો રક્તબીજ રણે રોળ્યા. શુંભ નિશુંભ મહિષાસુર માર્યો, ચંડ ઢંઢોળ્યા. ૨. ધુમ્રલોચનને હાથે હણિયો, મધુકૈટભને માર્યા, અનેક રૂપ ધર્યા તે અંબા, સુરીનર પ ઉતાર્યા. ૩. ઓ હીંગરાજ હીંગળી માતા, કોઈલાપુર તે કાળી; આદ્ય ઈશ્વરી તું છે અંબા, શંખલ બહુચરવાળી. ૪. નગરકોટની તું સીંધવાઈ, બગલામુખી લાગું પાય; રાણી રૂડી ઊંટવાળી મા બિરાજતી દક્ષિણમાંય. ૫. અન્નપૂર્ણા ભૈરવી, ત્રિપુરા, રેણુકા છત્રસંગી; રાજેશ્વરી ચામુંડા મા

દુ:ખહરણી માતંગી. ૬. એવી રીતે સ્મરણ કીધું. તત્ક્ષણ ભવાની આવી; અનિરુદ્ધને માયે કહ્યું તેં બાળક કેમ બોલાવી ? ૭. અનિરુદ્ધ કહે સાંભળો માતા, મારું દુ:ખ કહ્યું નવ જાય; સરપ કેરા ઝેરથી, મારી ઘણી બળે છે કાય. ૮. ભવાનીએ પ્રસન્ન થઈને, ઝેર કર્યું સરવે નાશ: પછી અંતર ધ્યાન થયાં માત. બાળકની પહોંચી આશ. ૯. એવામાં નારદ આવ્યા. બ્રહ્માના કુમાર; જુવે તો કારાગ્રહમાં, અનિરુદ્ધ વરસાવે જળધાર. ૧૦. નારદ કહે અનિરુદ્ધને, મારું સંકટ કાપો; રૂડી વહુ તેમ પરણ્યા, માટે મુજને દક્ષિણા આપો. ૧૧. તમને દક્ષિણાની પડીને, જાય છે મારા પ્રાણ; શરીર ધ્રૂજે અતિ ઘણું ને, બોલી ન શકે વાણ. ૧૨. શીદ બીહે પરાક્રમી તું બોલ્ય મુજ સંગાથ, બાણાસુરની વર્યો પુત્રી તે થઈ પૃથ્વીમાં પ્રખ્યાત. ૧૩. દિપાવ્યો વંશ વાસુદેવનો, બંધાયે લાંછન શું ય; કાલે માધવને મોકલું, દ્વારકામાં જાઉં છું હુંય. ૧૪. ઉડળમાં તે આભ ઘાલ્યું, અંતરમાં શે ન ફૂલે, ઘોડે ચડે તે પડે પૃથ્વી પરેઃ ભણે તે નર ભૂલે. ૧૫. **વલણ-** અંતર શે ન ફૂલ્યો જોધ્ધા મૂકાવશે ભગવાન રે; અનિરુદ્ધની આજ્ઞા લઈ થયા ઋષિ અંતર ધ્યાન રે. ૧૬.

## કડવું-૬૭મું.

**રાગ બિહાગડો** દયા ના આવે પેલા દૈત્યપતિને, મહાબળિયો દુરમત્યજી; બાકરી બાંધી દ્વિજવર સાથે, વેર વધાર્યું સત્યજી. દયા ન આવે. ૧. પાતળિયા પંકજ મુખ પિયુજીને, નાગપાશના બંધજી; બાંધી લીધો બળે કરીને, કોમળરૂપે કંથજી. દયા. ૨. ધાજો રે ધરણીધર શ્રીવર, આપદા પામે નાથજી; પુત્ર તમારા ઉપર પ્રહાર જ કરે છે, દૈત્યનો નાથજી. દયા. ૩. ભારે દળ કૌભાંડે મેલ્યું વકાર્યો બળિયો વીરજી; તોય એરણથી નવ ઓસરિયો, સાગરનું જેમ નીરજી. દયા. ૪. ભેદ કરીને બાંધી લીધો. નાગપાશના બંધજી, શ્વાસ ન માયે બહુ અકળાયે, સળગે આખું અંગજી. દયા. ૫. તાપ સમાય નહિ સ્વામીને, કરું દેહનો પાતજી; વાર લાગે લક્ષ્મીવર તમને તો, થાશે મહા ઉત્પાતજી. દયા. ૬. કોમળ મુખ શ્રમથી સૂકાયું, કન્યા કરે આક્રંદજી; અનિરુદ્ધ સમરે શામળિયાને કમળાવર ગોવિંદજી. દયા. ૭. ત્રાહે ત્રાહે રે ત્રિકમજી, સુતની કરજો સહાયજી; વિપદ વેળા વારે ચડીને, કરો ભક્તની રક્ષાયજી. દયા. ૮. ગજગ્રાહથી મુક્ત પમાડ્યો, કીધી હરિશ્ચંદ્રની રક્ષાયજી; દાનવકુળ નિકંદન કીધાં, કીધી પ્રહ્‌લાદની સહાયજી. દયા. ૯. આજ આંખેથી આંસુડાં ચાલે, જાશે મારા પ્રાણજી. સુખ શરીરે શાતા નહિ, અંગે લાગ્યો દવ નિરવાણજી. દયા. ૧૦. મનસા વાચાએ વર કર્યો, અવર તે મિથ્યા જાણજી; રૂપે અને ગુણવંતો સ્વામી, સત્ય કહું છું વાણજી. દયા. ૧૧. તાત કઠોર દયા નહિ હ્રદીએ, કોમળ મારા કંથજી; પ્રહાર કરીને બાંધી લીધો, શ્રી હરિ વળજો પંથજી. દયા. ૧૨. કોણ સહોદર આવે અવસર; શોધ કરવાને જાયજી; તાત ભ્રાતને જાણ નહિ, ને કોણે ઊડીને ધાયજી. દયા. ૧૩. પિતા પિયુજીને વેરી રે દેખે, દુ:ખ દે છે બહુ પેરજી; નાગ તણા ફૂંફાડા હળાહળ, ફેરવી નાંખે ઝેરજી. દયા. ૧૪. હળાહળ અંગે અગ્નિ ઊઠ્યો, કંઠે પડિયો શોષજી; પૂર્વ તણાં કર્મ આવી નડિયાં, કોને દીજે દોષજી. દયા. ૧૫. પતિ પીડાએ કાયા પાડું, વિખ

ખાઉં આ વારજી; સ્નેહ ન જાણે રે કોઈ મનનો, સહુ પીડે ભરથારજી. દયા. ૧૬. તાત તણે મન કોઈ નહિ, મુને સબળો લાગે સ્નેહજી; છોરુ પોતાના જાણી કીજે દયાળ, ન દીજે છેહજી. ૧૭. બાણાસુર મહાપુરુષ જ્ઞાતા, જેથી ચૂક ન થાયજી; બાળક ઉપર હાથ શો કરવો, જદાપિ હોય અન્યાયજી. દયા. ૧૮. વહાલો થઈને વેર જ વાળે, શું નથી આવતી લાજજી. નીચ પદાર્થ, નથી કુળ નીચું, કૃષ્ણ કુંવર મહારાજજી. દયા. ૧૯. નીચું નાક ન હોય એથી, નિરર્થક શો સંગ્રામજી; મોટા સાથે વિરોધ ન કરીએ, નહિ નિર્બળ હળધર શામજી. દયા. ૨૦. સકળ પૃથ્વી ચોકે ચડાવી, અસુરનો ફેડયો ઠામજી; વેર વધારી વિઠ્ઠલ સાથે, કયાં કરશો સંગ્રામજી. દયા. ૨૧. જુદ્ધ સમે આકાશે રહીને, જુવે છે નારદ દેવજી; ભય મા આણીશ અમે જાશું દ્વારામતીને, જુદ્ધ કરીશું તતખેવજી. ૨૨. નિર્ભય કરી વીણાધર ગયા, પરવરિયા આકાશજી, પહોંચી દ્વારિકા ઊતરી હેઠા, ભેટયા શ્રી અવિનાશજી. દયા. ૨૩. **વલણ** ભેટયા શ્રી અવિનાશને, કુશળ વાર્તા પૂછી. વળિ; કહે નારદ અનિરુદ્ધ રાખ્યો કારાગૃહમાં દૈત્યે મળી રે. ૨૪.

## કડવું-૬૮મું.

**રાગ ધનાશ્રી** શુકદેવ કહે પરીક્ષિતને, બાંધ્યા તે જાદવ જોધજી, હવે દ્વારિકાની કહું કથા, જાદવ કરે શોધાશોધજી. ૧. હીંડોળા સહિત કુંવર હરીઓ છોડી ગયું કોઈ દોરીજી; હાહાકાર થયો પુર મધ્યે, અનિરુદ્ધની થઈ ચોરીજી. ૨. અતિ અતિ આક્રંદ કરે છે, મળ્યું વનિતાનું વૃંદજી, રુકમણી, રોહિણી, દેવકી, સરવે કરે આક્રંદજી. ૩. જાદવ કહે છે માધવને, શું બેઠા સ્વામીજી, વિચાર કરી વિલંબ ન કીજે કુળને આવી ખામીજી. ૪. વસુદેવ કહે શામળાને, શું બેઠા છો ભૂપજી; વિચારો કયાં જળમાં બુડ્યો; કયાં ગયો કુંવર અનુપમજી. ૫. ઉગ્રસેન કહે અચરજ મોટું કોણે હર્યો હીંડોળોજી; દેવ દૈત્ય રાક્ષસનું કારણ તે ખપ કરીને ખોળો જી. ૬. જાદવજીને જદુનાથ કહે છે, ભાઈ શાને કરો છો શ્રમજી, ગોત્રદેવીનું ગમતું થાશે, કુંવર હરાયાનું કર્મજી. ૭. અગિયાર વરસ ગોકુળ સેવ્યું, મામાજીને ત્રાસેજી; પ્રદ્યુમનને શંખ હરી ગયો, આવ્યો સોળમે વરસેજી. ૮. તેમ અનિરુદ્ધ આવશે, સાચવશે કુળદેવીજી; કૃષ્ણે કુટુંબને રોતું રાખ્યું, આશા દીધી એવીજી. ૯. પાંચ માસ વહી ગયાને, જાદવ છે મહા દુઃખીજી, શોણિતપુરથી કૃષ્ણ સભામાં આવ્યા નારદ ઋષિજી. ૧૦. હરિ સાથે જાદવ થયા ઊભા, માન મુનિને દીધુંજી, આનંદે આસન આપ્યું ને, ભાવે પૂજન કીધું જી. ૧૧. નારદની પૂજા કરીને હરિએ કર્યા પ્રણામજી, કહો મુનિવરજી કયાંથી પધાર્યા, અમ સરખું કોઈ કામજી. ૧૨. કર જોડી નારદ કહે છે. સાંભળો જગજીવનજી, પુત્ર તમારા સર્વનું મારે કરવું છે દર્શનજી. ૧૩. મારા જોતાં સર્વને સાથે તેડાવોજી, એક લાખને એકસઠ હજાર, એ સૌ આગળ, આવોજી. ૧૪. સર્વે પુત્રના સામું જોઈ ને પૂછે છે નારદ મુન્યજી. આટલામાંથી નથી દીસતો પ્રદ્યુમનનો તનજી. ૧૫. ભગવાન કહે છે નારદજીને, કંઈ તમે જાણો છો ભાળજી, ઘરમાંથી જતો રહ્યો છે, પ્રદ્યુમનનો બાળજી. ૧૬. નારદ કહે છે હું શું જાણું, તમો રહો સાગર બેટજી; જેને

ઝાઝા દીકરા, તેને દેવની વેઠજી. ૧૭. ત્યારે ભગવાન કહે છે નારદને, પુત્ર વિના કેમ રહેવાશેજી; ત્યારે નારદ કહે છે, પ્રશ્નમાં આવશે એવું કહેવાશેજી. ૧૮. પછી આસન વાળી દીધી તાળી, નાક ઝાલ્યું મુન્યજી; વેઢા ગણીને નારદ કહે છે, સાંભળો જુગજીવનજી. ૧૯. તમારા પુત્રનું એક નારીએ, કર્યું છે હરણજી, ત્યારે હરિ કહે દ્વારિકામાં, આવે તે તો પામે મરણજી. ૨૦. નારદ કહે છે સુણો શામળા, સંભળાવું એક વાતજી, મારી એવી પ્રતિજ્ઞા છે, જૂઠું ન બોલું જાતજી. ૨૧. શોણિતપુર એક નગર છે, તેમાં બાણાસુરનું રાજજી; પ્રસંગે હું ત્યાં ગયો તો, મારે કંઈ એક કાજજી. ૨૨. રાજા બાણની પુત્રી ઓખા તેને હતું સ્વપ્નજી, અનિરૂદ્ધ સહેજે વરી ગયો, તેનું વિહ્‌વળ થયું મનજી. ૨૩. ચિત્રલેખા ચતુર નારી, વિધાત્રીનો અવતારજી; તે આવી દ્વારિકામાં, પછી મન કર્યો વિચારજી. ૨૪. કઠણ કામ કરવું છે મારે, એકલડાનું નહિ કામજી, મારું તેણે ધ્યાન ધરિયું, હું આવ્યો તેણે ઠામજી. ૨૫. મેં તો તમાસી વિદ્યા ભણાવી. ઊંઘ્યું બધું ગામજી. અનિરુદ્ધને લઈ તે ગઈને, ઓખાનું થયું કામજી. ૨૬. કઈ પેરે તે લઈ જાયે એમ બોલ્યા શ્રી જગદીશજી; ચક્ર મારું ઊંઘે નહિ ને, છેદી નાખે શીશજી. ૨૭. ચક્રનો વાંક નથી ને એ, નિસર્યું હતું ફરવાજી; અમ સરખા સાધુ મળ્યા, તેણે બેસાર્યું વાતો કરવાજી. ૨૮. ભગવાન કહે છે શાબાશ નારદિયા, એવાં તારાં કામજી; માથા ઉપર ઊભો રહીને, ભલું કરાવ્યું કામજી. ૨૯. નારદ કહે છે કૃષ્ણજીને, મેં નથી કર્યો અન્યાયજી; જોયા પછી તમે જાણશો ઘણી ફુટડી છે કન્યાયજી. ૩૦ ભલી રે કન્યાય, ભલી રે વહુ, તમે ભલો કર્યો વિચારજી; હમણાં મારા પુત્રના ત્યાં શા છે સમાચારજી. ૩૧. મહારાજ જેણે ભોગવી છે, બાણાસુરની બાળજી, દસ લાખ દૈત્યનો એકી વારે, પુત્રે આણ્યો કાળજી. ૩૨. શિવનો વર સાચો કરીને ગયો અસુરને હાથજી; હમણાં તમારા પુત્રની ઘણી, દુઃખની છે વાતજી. ૩૩. ઊંધે મસ્તક બાંધ્યો છે ને, તળે લગાડયો અગનજી; લીલા વાંસનો માર પડે છે, ભાગ્ય હશે તો જીવશે તન જી. ૩૪. વાત સાંભળી વધામણીનાં વગડાવ્યાં નિશાનજી; શામળા તત્પર થાવો હવે જીતવો છે બાણજી. ૩૫. તે માટે તમને કહું વિઠ્ઠલજી, વહેલા તમો ધાઓ જી; જો પુત્રનો ખપ કરો તો, શોણિતપુરમાં જાઓજી. ૩૬.

## કડવું-૬૯મું.

**રાગ સારંગ** કમળા તો કલ્પાંત કરે છે, હૈડે તે ઊઠી જ્વાળા જો, મારો કુંવર કારાગ્રહમાં બાંધિયો રે. મારાને પાઘડી બાંધતા ન આવડે રે; મારો અનિરુદ્ધ નાનેરું બાળ જો. મારો કુંવર. ૧. રૂક્ષ્મણીએ કૃષ્ણ તેડાવિયા રે, તમો સાંભળો દીનાનાથ જો; મારો બાળક અસુર ઘેર બાંધિયો રે, તે તો કહી નારાદજીએ વાત જો. મારો. ૨. અનિરુદ્ધ બોલી નથી જાણતો રે, તે તો શું જાણે જુદ્ધ કેરી વાત જો, હિંડતાં ચાલતાં અથડાઇ પડે રે, અનિરુદ્ધ નાનેરું બાળ જો. મારો. ૩. મારાને નિશાળે ભણવા નથી મોકલ્યો રે, નથી સહ્યો અધ્યાપકનો માર જો; પ્રભુએ અમને પુરુષ ન સરજાવિયા રે, તો પહેલાં વઢવા જાત જો. મારો. ૪. ત્યારે શ્રીકૃષ્ણે ગરૂડ તેડાવિયા રે, તે તો

આવિયા તતકાળ જો, ભગવાન કહે છે ગરૂડને રે, તમે કેટલા સહેશો ભાર જો. મારો. ૫. તમો છપ્પન કોટી જાદવ જેટલા રે, તે તો સર્વે થાઓ અસવાર જો; તમે સાંભળો, કૃષ્ણ કોડામણા રે, મારી અંગ તણા રખેવાળ જો. મારો. ૬. મુજ ઉપર ચડે બધી દ્વારિકા રે, તો એ મુજને ન આવે આંચ જો; છયાસી જોજનની મારી પંખના રે; ત્રણ જોજનની મારી ચાંચ જો. મારો. ૭. પછી ગરૂડે ચઢીને ગોવિંદ પરવર્યા રે; ત્યારે ગડગડિયા નિશાન જો; પંખના વાગી જ્યારે ગરૂડની રે, ત્યારે નાસી ગયા સર્વે સરપ જો. મારો. ૮. મારા કુંવરને છોડાવવાને, આવી પહોંચ્યા સારંગપાણ જો. શ્રીકૃષ્ણ વાડીમાં ઉતર્યા, તેનાં કોણ કરે રે વખાણ જો. મારો. ૯. **વલણ** કૃષ્ણ વાડીમાં ઊતર્યા, માગ્યું રાયનું વન રે, ગરૂડને આજ્ઞા આપી મૂકાવી લાવો તન રે. ૧૦.

## કડવું-૭૦મું.

**રાગ ઢાળ** ગરૂડ ત્યાંથી પરવર્યો, એક નદી આવી અશેષ; તેમાં તેણે ચાંચ બોળી પાણી પીધું વિશેષ. ૧. ત્યાંથી આઘેરો પરવર્યો, જ્યાં ધગધગતા અંગાર; પાણી પેલું પીધું હતું તે ઠાલવ્યું તે ઠાર ૨. ત્યાંથી આઘેરો પરવર્યો જ્યાં ભૂતને પ્રેત; પાંખે મારી પાડિયાં, કીધાં સર્વે અચેત. ૩. ત્યાંથી આઘેરો ચાલીઓ, કુંવરને કોટે નાગ; નાના ને આખા ગળ્યા, મોટાના કર્યા બે ભાગ. ૪. ભલું થજો ભગવાન તમારું, પૂરણ પામ્યો આહાર; કુંવરને મૂકાવી લાવ્યો, જ્યાં છે જુગત આધાર. ૫. ઓધવને અક્રુર બે હસીઆ, ભલા કૃષ્ણના તન; તમે આવ્યા પરણવાને, ન અમને લાવ્યા સંગ. ૬.

## કડવું-૭૧મું.

**રાગ ઢાળ** આણી વાતે કુંવર મારા, શરમાણા, નવ થઈએ; મારી વાતો તુજને કહું, રાખ તારે હૈયે. ૧. કુબજા પેલી રાંટી, ટુંડી, કંસરાયની દાસ; મારા મનમાં તે ગમી, બેસાડી રાખી આવાસ. ૨. નરકાસુરને મારીને, સોળ હજાર લાવ્યો તરૂણી; તારા સમ જો એમાં મુજને; એકે નથી પરણી. ૩. તારી માને જઈને લાવ્યો બાંધવને બંધાવી; જાંબુવતી રીંછડી તેને, માનીતિ કહી બોલાવી. ૪. તું મારો દીકરો, ધન્ય તારી માનું પેટ; બીજા સર્વે દીકરા તે દેવ કેરી વેઠ. ૫. આપણા કુળમાં ચાલ્યું આવ્યું, શરમાણા નવ થઈએ; રૂડી નારી દેખીએ તો હરણ કરી જઈએ. ૬. ઓધવને અક્રુર બે હસિયા, ખડખડ કાઢયા દાંત, રૂડી શિખામણ છોકરાને, દ્યો છો જાદવનાથ. ૭. આવી શિખામણ અમારા છોકરાને, જો દેશો તમે શ્યામ, તો તો પડશે મૂકવું, જરૂર દ્વારકા ગામ રે. ૮.

## કડવું-૭૨મું.

**રાગ જે જેવંતી** શ્રીકૃષ્ણે જાદવ મોકલ્યો શોણિતપુરમાં જાય, જઈને કહેજો બાણાસુરને, પરણાવો કન્યાય. શ્રીકૃષ્ણે. ૧. હોંશ હોય તો જુદ્ધે આવો, તેમાં નથી અમારી નાય; જાદવ ત્યાંથી સંચર્યો, આવ્યો અસુર સભાની માંય. શ્રી. ૨. સાંભળને રાજા વિનંતી; આવ્યા છે વૈકુંઠનાથ; દીકરી પરણાવી ચરણે લાગો, નહિ તો જુદ્ધ કરો અમ સાથ. શ્રી. ૩. બાણાસુરને મહાદુઃખ લાગ્યું

નેત્રે વરસી અગન; નીચ જાદવને જોઈએ મારી, કુળવંતી એ તન. ૪. શ્રીકૃષ્ણ. ચાલ-એ ભરવાડો, એ પીંઢારો, ગોકુળમાં ચારી ગાય; માર્યા વિના મૂકું નહિ, થનાર હોય તે થાય. શ્રીકૃષ્ણ. ૫. સેના લઈને રાજા ચાલ્યો જોધ્ધાનો નહિ પાર; હસ્તી ઘોડા ને સુખપાલો, બાંધ્યા બહુ હથિયાર. શ્રીકૃષ્ણ. ૭. ખડ્ગ ખાંડા ને તુંબર ઝોર, ગોળા હાથ ને નાળ; ત્રિશૂળ સાંગ ને મુદ્ગર ફરસી, તોમર ને ભીંડીમાળ. શ્રીકૃષ્ણ. ૭. લાલ લોહમય ઝળકે હાથ ધરી તલવાર; જોધ્ધા જોર કરતા આવ્યા, ને કરતા મારોમાર. શ્રીકૃષ્ણ. ૮. કો જોજન, બે જોજન ઊંચા , કોને સમ ખાવા નાહિ શીશ; વિકરાળ દંત દેખાડીને વળી પાડે ચીસ.



શ્રીકૃષ્ણ. ૯. બુમરાણ કરતા આવી પડીયા; જાદવની સેન્યા માંહ્ય; ગિરધારીને ઘેરી લીધા, પડે બાણાસુરના ઘાય. શ્રીકૃષ્ણ. ૧૦ પરિઘ ત્રિશૂલ ને પડે કોવાડા. મુદ્ગર ને વળી ફરશી; સંગરામ સહુ સૈન્યા કરે, આયુધ ધારા રહી વરસી. શ્રીકૃષ્ણ. ૧૧. જગદીશે જાદવ હલકાર્યા, કર ધનુષ્ય બાણ ને તીર; તૂટે કુંભ સ્થળ, તૂટે દંતૂશળ, ચાલે નીર રુધિર. શ્રીકૃષ્ણ. ૧૨. બહુ ભડ ત્યાં પડવા લાગ્યા, ભોંગળને ભડાકે; વાંકડી તલવારો મારે, ખડ્ગને ઝટાકે. શ્રીકૃષ્ણે. ૧૩. તુટે પાખર ને બખ્તર; કીધો કચ્ચરઘાણ, સર્વ જોધ્ધાઓને મારી કરીને, પાછા વળ્યા ભગવાન. શ્રીકૃષ્ણે. ૧૪.

**વલણ** પૂરણ પુરુષોત્તમ પાછા વળ્યા, કરી અસુરનો નાશ રે, સૈન્યામાં આવી કરીને, શંખનો કર્યો નાદ રે. ૧૨.

## કડવું-૭૩મું.

**રાગ-મારુ** શંખ શબ્દ તે વિકરાળ રિપુ દૈત્યને વિદારનાર; કૃષ્ણ આવ્યા તે જાણ જ થયું, બાણ પરાક્રમ તે કયાં ગયું. ૧. અનિરુદ્ધ કહે સુણ સુંદરી શંખ જણાયો આવ્યા હરિ, છૂટયા બંધ તે આજ થકી, ઓ ગાજે હળધર સાત્યકી. ૨. બોલે પ્રદ્યુમન મોટે સ્વરે, બાણ હાથ છેદાય ખરે; ગોવિંદની ગત્ય ન જાએ કળી, જાદવ સેના આવી મળી. ૩. જાદવ સૈન્યાએ ચાંપ્યો દેશ, મંત્રી કહે ઊઠો નરેશ, અનુચર આવ્યો તે લાવ્યો વાત, કહે દ્વાર દિસે ઉતપાત. ૪. મંત્રીને કરી નેત્રની સંજ્ઞા, જઈ સેનાને આપો આજ્ઞા; દુંદુભી નાના વિધ ગડગડે, આયુધ ધારીને યુદ્ધે ચઢે. ૫. ત્યાં નૃપ થયા તૈયાર સૈન્યા સજી ટોપ જીવ રાખી, ધરી ત્રિશૂળને બખ્તર પાળ, ડચકારો ઘોડો દે ફાળ. ૬. મોરડે મણિ ફૂમતા લટકે. પોતાના પડછાયા દેખી ભડકે, વાંદરા વાદે નાચતા, ઘુંટે ઊંટ ઘોડાને પાણી પંથા. ૭. કાબરો ને કલંકી, કુમેદ લીલા ને પચરંગી, હાંસીસો હણહણીઆ જેહ, કાળા પછી કાબરો તેહ. ૮. પીળા પાખેર પોપટ શ્વેત, વાયુવેગે માંકડિયા કેતક, રથપાળા અસવાર અનંત દીર્ઘ

દીસે અને કરડે દંત. ૯. પુરની પાળે સેના નવ માય, હણો જાદવ કહેતા જાય, ટોળાં ઉપર ટોળાં આવે, પગને પ્રહારે ધરતી ધ્રૂજાવે. ૧૦. રીસે અંતરમાં હર ઘડે, રખે રાય બાણાસુર ચઢે, ઝટકાર કરે બાણાસુર મલ્લ, પૃથ્વી થઈ જ્યારે ઉથલ. ૧૧. ગર્જના કીધી મુખથી ભૂપાળ, ખળભળ્યા ત્યારે સાત પાતાળ, બ્રહ્મલોક સુધી પહોંચ્યો નાદ, બાણે કૃષ્ણને દીધો સાદ. ૧૨. ગરૂડ આસન આવ્યો ખેપ કરી, નહિ જાવા દઉં કુશળો ફરી, ઉન્મત જાદવ ઉછાંછળા સકળ સંસારે બહુ આકળા. ૧૩. કુંવારી કન્યા કપટે વર્યો, બોલાવે શાપ થાય પાધરો. કુડું કરમ કીધું કુંવરે, વળી તું વઢવા આવ્યો ઉપરે. ૧૪. ત્યારે હસીને બોલ્યા ભગવાન અમો લઈ આવ્યા છીએ જાન, જો વિધાતાએ કીધો સંબંધ, વરકન્યાના છોડો બંધ. ૧૫. ત્યારે બાણાસુર બોલ્યો તત્કાળ, સંબંધ શાનો રે ગોવળ, એવી આપીશ પહેરામણી સૌને મોકલીશ જમપુરી ભણી. ૧૬. બાણાસુર જ્યારે બોલ્યો વ્યંગ, ત્યારે કૃષ્ણે લીધું સારંગ, કડા ઝુડ બે કટક થયાં. ઉઘાડાં આયુધ કરમાં ગ્રહ્યાં. ૧૭. ફરસી-તલવાર કો કહાડે માથેથી ભાર; ત્રિશૂળ તોમર ગદા ત્રિશૂળ ગર્જ્યો હાથ ધરી મુશળ. ૧૮. છપ્પન ક્રોડ જાદવ ગડગડે, દાનવ ઉપર તૂટી પડે; દાનવ દળ બહુ પળાય, બાણાસુર દેખી અકળાય. ૧૯.

## કડવું-૭૪મું.

**રાગ ઝુલણા છંદનો** અલ્યા જા પરો, જા નંદના છોકરા, વઢવાને અહીં તું શીદ આવ્યો. નીચ ગોવાળિયા જાત કહાવ્યો; તું તો મારી સાથ નહિ જાય ફાવ્યો. ૧. અલ્યા ગોકુળ માંહી ગાવલડી ચારતો, પનીહારી કેરા તું ચીર હરતો. હાથમાં લાકડી ખાંધે હતી કામળી મધુવન વિષે તું રે ફરતો. અલ્યા. ૨. સાંગ શ્રી સૂર્ય તણી, તેજ ત્રિશૂળ તણું, મારા હાથમાં તેહ ચળકે, મારે ક્રોધે કરી ડોલે છે દેવતા ધરણી ધ્રૂજે અને શેષ સળકે અલ્યા. ૩.

## કડવું-૭૫મું.

**રાગ ઢાળ** એવી વાણી સાંભળતાં, કોપ્યા દીનદયાળ; બાણાસુરના હાથ છેદ્યા, સ્વામી શ્રી ગોપાળ. ૧. કોપ કરી કર પાઉ મેલ્યું, વળતું તેણી વાર, બે હાથ રહ્યા છે બાણાસુરના તેનો કહું વિસ્તાર. ૨. રુધિર વહે છે બાણાસુરને, મન થયો નિરાશ; મહાદેવજીએ હાથ આપ્યા, માટે ગયો કૈલાસ. ૩. નારદ ચાલી આવિયા, જ્યાં બાણાસુરની માય; તારા કુંવરના હાથ વાઢયા, કહો વલે શી થાય ? ૪.



## કડવું-૭૬મું.

**રાગ ગુર્જરી** શુકદેવ કહે છે વાત. વેવાણ આવિયાં રે, જેની જોવા સરખી જાત, વેવાણ આવિયા રે. માથે કેશ વાંસની જાળ.

વેવાણ. ૧. જેનું નેત્ર સરોવર પાળ. વેવાણ. ૨. જેના સુપડા જેવા કાન, વેવાણ, જેનું મસ્તકગિરિ સમાન; વેવાણ. ૩. એની આંખ અંધારા કુપ, વેવાણ; જેનું મુખ દીસે છે કંદરૂપ, વેવાણ. ૪. હળદાંડી જેવા દાંત, વેવાણ; દીઠે જાએ ન એનો અંત, વેવાણ. ૫. એના સ્તન ડુંગરશાં ડોઝાં, વેવાણ; કાને ઘાલ્યાં છે હાથીના હોજાં. વેવાણ. ૬. કાટે ખજુરાના તનમનિઆ; કાને ઊંટના ઓગનિયા; વેવાણ. ૭. પગે રીંછ કલ્લા વિકરાળ, વેવાણ; બળતી સગડી મૂકી માથે, વેવાણ. ૯. જેની પીઠ ડુંગરશાં ડોઝાં વેવાણ; એના મસ્તકમાં ફરે રોઝાં, વેવાણ. ૧૦. કોટડા આવી જ્યાં મોરાર, વેવાણ; કુંવરે સાસુ ખોળી સાર, વેવાણ. ૧૧.

## કડવું-૭૭મું.

**રાગ મારુ** ચાલ કોટરા કહે છે કરગરી, એના બાપને ચાંપ્યો પાતાળ; હવે તો હદ થાય, પ્રભુ એ છે તમારો બાળ. ૧. કરુણાસાગર કૃપા નિધિ, ક્ષમા કરો આ વાંક; દીન જાણી દયા કરો, એ છે તમારો રાંક. ૨. ચક્ર ચત્રભુજે પાછું તેડયું, કરુણા કરી જગન્નાથ; નવસો છન્નું કર છેદી નાખ્યા, રાખીયા ચાર હાથ. ૩. રુધિર ભર્યો આંસુ ગાળતો, આવિયો શિવની પાસ; એમ કહીને પાયે લાગ્યા, સાંભળો પતિ કૈલાસ. ૪ એક મારી વિનંતી, તમે સાંભળો જુગદીશ, સાંભળી કોપે પરાયા, પોતે ઉમિયા ઇશ. ૫. વલણ-મનમાં રીસ ચઢી ઘણી, તમે સાંભળો રાજકુમાર રે, સદાશિવ યુદ્ધે ચઢયા, ધ્રૂજે ધરા અપાર રે. ૬.

## કડવું-૭૮મું.

**રાગ સાગર** એ ભરવાડો, એ પીંઢારો, ગોકુળમાં ચારી ગાય; મારા આપ્યા હાથને, તે છેદીને કયાં જાય ? બડબડતા ગણેશ ચાલ્યા, ઉંદરડે અસવાર. ૨. મોર વૃષભ ઉપર શિવરાય, સેના બહુ ભેળી કરી, કહું તેનો મહિમા. ૩. ડાકણ શાકણ, ભૂત, પિચાશ, વંતર માત્ર, દડુક ચાલે ભૂતડાં; જેના હાંલ્લાં સરખાં ગાત્ર. ૪. હરિ જઈ કૃતવર્માને કહે છે; મહાદેવને સમજાવો, આ શું ઉપરાણું કરી; જોગીડો વઢવા આવ્યો. ૫. શંકર મુખથી બોલ્યા; આવી લાગી મનમાં ઝાળ, સનમુખ આવી ઊભા રહી, માંહે ભાંડે ગાળ. ૬. હે કાળા અર્જુનના સાળા, ભર્યા ઉચાળા જેહ; મધ્ય રાતે મથુરાથી નાઠા, ગયો વિસરી તેહ. ૭. મારી માસી પૂતનાને દહીંનાં લીધાં દાણ; મોસાળનું છેદન કરીને, થઇને બેઠો રાજન. ૮. તું આહીરડામાં અવતર્યો, નથી વાત મારી અજાણી; ત્યારે શંકર પ્રત્યે કોપ કરીને બોલ્યા સારંગપાણી. ૯. મડે મસાણે ફરતો



હિંડે; રાખ ચોળે અંગ, આક ભાંગ ધંતૂરો ચાવે, નફફટ તારા ઢંગ. ૧૦. ડાકણ શાકણ, ભૂત પ્રેત ને નીચ સંગે રહેતો, બળદ ઉપર ભાર મૂકયો; તારા ઘરમાં ન મળે ઘોડો. ૧૧. રાત દહાડો બાવો થઈને ફરતો, તારા ઘરમાં રોતી નારી; કૃષ્ણ પ્રત્યે કોપ કરીને, બોલ્યા છે ત્રિપુરારી. ૧૨. અલ્યા છોકરીઓમાં છાશ પીતો, મરદ મટી થયો મહિયારી; જગતમાં એવું કહેવાયું. જે કાનુંડે કાંચળી પહેરી. ૧૩. પરનારી શું ક્રીડા કરતો, કહેવાયો વ્યભિચારી, ત્યારે શંકર પ્રત્યે કોપ કરીને, બોલ્યા દેવ મોરારી. ૧૪. ભગવાન કહે હું વ્યભિચારી, મુને બધા વિશ્વે જોયો; તું એવો સાધુ હતો, ત્યારે ભીલડી શું કામ મોહ્યો ? ૧૫. વચન એવું સાંભળીને. કોપિયા શિવરાય; કડાક લઈને ત્રિશૂળ માર્યું, થનાર હોય તે થાય. ૧૬. ત્યારે કૃષ્ણે મૂકયું સુદર્શન, આવ્યા સામ સામાં ધાય; માંહે માંહે યુદ્ધ કરે છે, બળ કહ્યું નવ જાય. ગણપતિને કુંવર પ્રદ્યુમન વઢતા બન્ને કુમાર; વસુમાન ને બટુક ભૈરવ, કરતા મારામાર. ૧૭. વીરભદ્રને બળરામ સામા, યુદ્ધ કરે માંહે માંહે; શિવને શામળિયો વઢે, ત્યાં જોવા સરખું થાયે. ૧૮. કાળ ભૈરવ, કપાળ ભૈરવ, તતૈક્ષણ ભૈરવ સાર, સંહાર ભૈરવ, ક્રોધ ભૈરવ, દંભ ભૈરવનો સાથ. ૧૯. ઉગ્રસેન ને વીરસેન; બે જોધ્ધા કહેવાય; આપ આપના ભીરૂ લઈને યુદ્ધ કરે રણમાંય. ૨૦. ભૂત પ્રેત પિચાશ વંતર, ડાકણ વગેરે ચૂસે, અવળા પગે જેને ચુડેલ કહીએ રુધિર સહુનું ચૂસે. ૨૧. કૃષ્ણ કેરા મારાના ભાલા, વાગે ભચોભચ; તલવારોની ધારોએ, કોનાં નાક વાઢયાં ટચ. ૨૨. કોઈને અધમુઆ કીધા, હાથ તણી લપડાકે; કોઈને માર્યા પાટું પાની; ભોંગળને ભડાકે. ૨૩. જાદવ કેરા મારથી, બહુ ઝોળિયે ઘાલ્યા જાય; કોઈને રણમાં રોળિયા, કોઈને થરથર ધ્રૂજે કાય. ૨૪. પરીધ ત્રિશૂળ તંબુર ફરસી, નાળ છુટે સરરાટ; ગડગડતા ગોળા પડે, થાય બહુ ખડખડાટ. ૨૬. અસ્થિ ચર્મ ને માંસની, બે પાળ બંધ ન થઈ; સાગર શું સંગમ મળ્યો, એમ રક્ત જ કેરી સરતિ વહી. ૨૭. પાંડુરોગને હૈયે હોળી, ભગંદર કેરી જાત, હરસ નારું ને પાઠું કહીએ, કરુણ તુલ્ય સનેપાત. ૨૮. રોગ તણો માર બહુ દેખી, જાદવ નાસી જાય. રોગના વરસાદથી કોઈથી ઊભું ન રહેવાય. ૨૯. રોગના વરસાદથી, ચઢી હરિને રીસ; તાવની ટોળી બાંધીને, છેદવા માંડયા શીશ. ૩૦. તાવ વાણી બોલિયો, રહેવાને આપો ઠામ; તમે અમને પેદા કરીને, કયાં મારો ભગવાન ? ૩૧. પાપી તમે મૃત્યુ લોકના, માનવીના લ્યો પ્રાણ; તાવ વાણી કહે કથા સાંભળે, હરિહર કેરું જ્ઞાન. ૩૨. મહારાજ ત્યાં અમે નહિ જઈએ, સાંભળો અશરણા શરણ; ચૈતર માસમાં સાંભળે જે કોઈ ઓખાહરણ. ૩૩. તેના સ્વપ્નાંતરમાં જાશો; તો છેદી નાંખીશ શીશ; તાવની વાણી સાંભળીને બોલ્યા શ્રી જગદીશ. ૩૪. ઓખાહરણ સાંભળે; મનભાવ કરીને જેહ; તેને પીડો તો મારી નાખું, એમાં નહિ સંદેહ. ૩૫. તાવ કહે એક વાર સાંભળે તે વરસમાં ન જાવું; બે વાર સાંભળે તેને, દીઠેથી નાસી જાઉં. ૩૬. ક્ષણવાર જે સાંભળે, તમારું જે જ્ઞાન; તેને જનમ માંહે નવ પીડું, તમે સાંભળો ભગવાન. ૩૭. ઓખાહરણ જે સાંભળે તેનું ન લઈએ નામ; કોલ લઈને સંચર્યા, ગયા કૈલાસ ધામ. ૩૮. શુકદેવ કહે પરીક્ષિતને,

તમે સાંભળો કહું રાય; વળતાં ભાથા ભીડિઆ, કૈલાસ, કેરે રાય. ૩૯. શસ્ત્ર એવાં કહાડિયાં; તેનો કોઈ ન પામે પાર; ઈશ ને જગદીશ વઢતા, કોઈ ન પામે હાર. ૪૦. વજ્રાસ્ત્ર ત્યાં મેલિયું, પોતે શ્રી ત્રિપુરારી; ત્યારે મોહાસ્ત્ર મેલિયું, સામા રહી દેવ મોરારી. ૪૧. નાગસ્ત્ર ત્યાં મેલિયું, સામા રહી ઉમિયા ઈશ; ગરૂડાસ્ત્ર ત્યાં મેલિયું, પોતે શ્રી જગદીશ. ૪૧. પર્વતાસ્ત્ર ત્યાં મેલિયું સામા રહી શિવરાય, વાવાસ્ત્ર ત્યાં મેલિયું, તેનું જોર કહ્યું નવ જાય. ૪૩. સુદર્શન ત્યાં કહાડિયું, ક્રોધ કરી જગદીશઃ ત્યારે ત્રિશૂળને લઈ રહ્યા પોતે ઉમિયા ઈશ. ૪૪. એકે લીધો પોઠિયો ને એકે લીધો ગરૂડ; ત્રિશૂળ અને સુદર્શન વળગ્યા, ને આવ્યા કડાઝુડ. ૪૫. તેમાંથી અગ્નિ વરસે, બ્રહ્માંડ પ્રલ્યે થાય; શેષ નાગ સરકવા લાગ્યો, ભાર ન ખમે ધરાય. ૪૬. બ્રહ્માણી કહે છે બ્રહ્માજીને, તમે સાંભળો મારા નાથ; શિવને શામળિયો વઢે; નારદે કીધો ઉતપાત. ૪૭. રાડ જઈને ચૂકવો, તેમાંથી થાય કલ્યાણ; હંસે ચઢીને બ્રહ્માજી આવ્યા, વિચારીને જ્ઞાન.

## કડવું-૭૯મું.

**રાગ ધનાશ્રી** આ બેમાં કોને નિંદુ ને સાંભળો શિવ રણછોજી; વિરોધને વેગળો મૂકીને પૂરો ભગતના કોડ જી. ૧. શંકર કહે છે કૃષ્ણને, તમે કયારે આવ્યા ભગવાનજી, હરિહર બે કોટે વળગ્યા; દીધું ઝાજું માનજી. ૨. શિવે કૃષ્ણને તાળી મારી બોલ્યાનો વિવેક જી; વઢનારા તો કોઈ હશે પણ આપણે એકના એક જી. ૩. કૃષ્ણે ચક્રને પાછું લીધું, શિવે લીધું ત્રિશૂળ જી; બ્રહ્માએ આવી સમાધાન કીધું, થયું પૃથ્વીમાં શુભ જી. ૪. શિવે લઈને પાસે તેડયો, શોણિતપુરનો નાથજી, અલ્યા તુજને ભુજ આપ્યા માટે, વઢવા આવ્યો મુજ સાથ જી. ૫. વળી હોંશ હોય તો યુદ્ધ કરો, શામળિયાની સાથ જી; મદ મત્સર અહંકારથી તેં ખોયા હજાર હાથ જી. ૬. બાણાસુર કહે હવે વઢું તો, છેદે મારું શીશ જી, બાણાસુર શરણે ચાલ્યો, સાંભળો ઉમિયા ઈશ જી. વલણ-મેં ખોયા હાથ હજારને, હવે શિર છેદાવું રે; જેમ તેમ કરીને જાન તેડાવો, પછી કન્યા પરણાવું રે. ૮.



## કડવું-૮૦મું.

**રાગ સોહીણી** હરિહર બ્રહ્મા ત્રણે મળ્યા, દુઃખ ભાગિયા રે; ત્યાં દાનવનું શું જોર, મળ્યા મન માનિઆ રે. ૧. બ્રહ્મા વિષ્ણુ શિવ ત્રણ એક છે, દુઃખ ભાગિયાં રે; તેમાં તે શી વઢવાડ. મળ્યા. ૨. શિવે બાણ કૃષ્ણને નમાવિઓ, દુઃખ. શરીરે કૃષ્ણે ફેરવ્યો હાથ. મળ્યા. ૩. કાપ્યા હાથની પીડા મટી. દુઃખ. જયારે પ્રસન્ન થયા જદુનાથ. મળ્યા. ૪. હવે ગરુડને દ્વારાકા મોકલો.

દુઃખ. તેડાવો, સઘળો પરિવાર. મળ્યા. ૫. સોળ સહસ્ર એકસો આઠ પટરાણીઓ, દુઃખ. તેડાવો જાદવની નાર. મળ્યા. ૬. તેડી છપ્પન કોટિને, દુઃખ. વળી તેડો સહુ પરિવાર મળ્યા. ૭. તે ગરુડ ઉપર સહુએ ચઢયાં, દુઃખ. ત્યારે ગરુડની પાંખ ભરાય, મળ્યા. ૮. તેડી શોણિતપુરમાં આવિઆ, દુઃખ. આવી જાદવની સરવે નાર. મળ્યા. ૯. જાનીવાસા આપ્યા મનમાનતા, દુઃખ. તેમાં ઉતર્યા છપ્પન કરોડ; મળ્યા મન માનિઆ રે. ૧૦.

### કડવું-૮૧મું.

**રાગ ધોળ** પાર્વતી ને પિયરના નોતરડાં રે, બેસવા તો રૂડાં લાવજો પાથરણાં રે; તેડાવો ને ઉદિયાચળ અસ્તાચળ રે; તેડાવો ને વિંધ્યાચળ પીનાચળ રે; વરરાયને નાવણ વેળા થાય રે, વરરાયને પીઠી ત્યાં ચોળાય રે.

### કડવું-૮૨મું.

**રાગ ગુર્જરી** કૃષ્ણ કેરી તરુણી, નિદ્રા નવ પોઢશો રે; અનિરુદ્ધને તે લઈ સંચરો, રૂક્ષ્મણી જાગવું રે. બળભદ્ર કેરી તરુણી, નિદ્રા નવ પોઢશો રે; અનિરુદ્ધ ને લઈ સંચરો, રૂક્ષ્મણી જાગવું રે. વાસુદેવ કેરી તરૂણી, નિંદ્રા નવ પોઢશો રે; ઓખાબાઈને તે લઈ સંચરો, શુધ બુધ જાગવું રે, ગણપતિ કેરી તરૂણી, નિદ્રા નવ પઢોશો રે; ઓખાબાઈને તે લઈ સંચરો બાણાસુર જાગવું રે, બાણાસુર કેરી તરૂણી, નિદ્રા નવ પોઢશો રે; ઓખાબાઈને તે લી સંચરો, બાણમતિ જાણવું રે. કૌભાંડ કેરી તરૂણી, નિદ્રા નવ પોઢશો રે; ઓખાબાઈને તે લઈ સંચરો; રૂપવતી જાગવું રે.

### કડવું-૮૩મું.

**રાગ ધોળ** હલહલ હાથણી શણગારી રે, ઉપર ફરતી સોનાની અંબાડી, તેના ઉપર બેસે વરજીની માડી રે, સોનેરી કોર કસુંબલ સાડી રે. માથે મોડ ભમરિયાળો ઝળકે રે. ઉષ્ણોદક વરને કરાવ્યું સ્નાન રે, નાના વિધનાં વસ્ત્ર પહેરાવ્યાં પરિધાન રે, કનક મેખલા પોંચીઓ; બાજુ બંધ રે; અનુપમ ઉપજ્યો આનંદ રે, મુગટ મણિમય ધર્યો અને અનિરુદ્ધ શીશ રે. ઝળકે ઝળકે ઉદય જ જેવો દીસે રે. કસ્તુરીનું તિલક કર્યું છે ભાલે રે, વળતી, તેને ટપકું કર્યું છે ગોરે ગાલે રે, હળધરનો જશ બોલે બધા જન રે, જાદવ સહિત શોભે છે જીુગજીવન રે, સાત પાંચ સોપારી શ્રીફળ અપાય રે, વરજીને તો ઘોડીની વેળા થાય રે.

### કડવું-૮૪મું.

**રાગ દેશી ઘોડલીનો** અરી હાં રે, અનિરુદ્ધ ઘોડલી. ટેક. અંત્રીક્ષથી ઘોડી ઉતરી. પૂજીએ કુમકુમ ફૂલ; ચંચળ ચરણે ચાલતી રે, એનું કોઈ ન કરી શકે મૂલ, અનિરુદ્ધની ઘોડલી. ૧. મોરડે મોતી જડયાં રે, હીરા જડિત પલાણ; રત્ન જડિત જેનાં પેગડાં રે, તેનાં વેદ કરે છે વખાણ.

અનિરુદ્ધ. ૨. અંગ જેનું અવનવું, ઝળકે ઝાકળઝમાળ; ઝબુકે જેમ વીજળી રે, તેને કંઠે છે ઘુઘરમાળ. અનિરુદ્ધ. ૩. દેવ દાનવ માનવી રે જોઈ રહ્યા સુંદર શ્યામ; થનક થનક ચાલતી રે, એનું પંચકલ્યાણી છે નામ. અનિરુદ્ધ. ૪. રૂપવંતી ઘોડી ઉપર, અનિરુદ્ધ થયા સવાર; પાનનાં આપ્યાં બીડલાં રે, શ્રીફળ ફોફળ સાર. અનિરુદ્ધ. ૫. હિંડે હળવો હાથીઓ ઉલટ અંગ ન માય; સુરીનર મુનિજન જાએ વારણે રે આગળ ઈન્દ્ર રહ્યા છડીદાર. અનિરુદ્ધ. ૬. સનકાદિક શિર છત્ર ધરે, નારદ વીણા વાય; ચંદ્ર સૂરજ બેઉ પેગડે રે, આગળ વેદ ભણે બ્રહ્માય. અનિરુદ્ધ. ૭. વાજાં છત્રીસ વાગતાં રે, નગર અને પરદેશ; લોક સર્વે જોવા મળ્યું, શોણિતપુર દેશ. અનિરુદ્ધ. ૮. રાયે નગર સોવરાવિયું રે, સોવરાવી છે વાટ; ધજા પતાકા ઝળહળે રે, જશ બોલે બંદીજન, જાચક ત્યાં બહુ જાચતા રે, જેને હીંડોળે નિરધન. અનિરુદ્ધ. ૯. રામણ દીવો ઈચ્છે રૂક્ષ્મણી રે, લુણ ઉતારે બેની ધીર; ગાન કરે છે અપ્સરા રે, ત્યાં તોરણે ખોટી થાય; વરરાયને સાળો છાંટે છાંટણાં રે, મળી માનુની મંગલ ગાય. અનિરુદ્ધ. ૧૦. ધુસળ મુસળ રવઈઓ રે, રસિયો સંપુટ ત્રાક; ઈંડી પીંડી ઉતારતાં ર, નારદ તંબુર વાય; મધુર વીણા વાજતી રે, એવા આનંદ ઓચ્છવ થાય. અનિરુદ્ધ. ૧૧. પૂંખવા આવી પ્રેમદા રે, માથે મેલી મોડ; રામણ દીવો ઝળહળે રે, રૂક્ષ્મણીએ ઘાલ્યો મોડ. અનિરુદ્ધ. ૧૨. ગળે ઘાટ ઘાલી તાણિયો રે; આવ્યો મોંહ્યરાં માંહ્ય આડા સંપુટ દેવરાવિઆ, ત્યાં વરત્યો છે જે જે કાર. અનિરુદ્ધ. ૧૩. ગોડી ગાય ને સાંભળે તેને ગંગા કેરું સ્નાન; વાંઝીયો પામે પુત્રને રે, નિરધનિઓ પામે ધન. અનિરુદ્ધ. ૧૪.

Complet - part 4

## કડવું-૮૫મું.

બાણાસુર પખાળે ચરણ, શોભા ઘણેરી રે; ત્યાં તો બાણમતી મંગળ ગીત ગાય, શોભા ઘણેરી રે. ૧. ત્યાં તો પહેલું મંગળ વરતાય, શોભા ઘણેરી રે, પહેલે મંગળ સોનાનાં દાન અપાય. શોભા. ૨. દાન લે છે કૃષ્ણનો સંતાન. શોભા. ત્યાં તો બીજું મંગળ વરતાય, શોભા. ૩. બીજે મંગળ ધેનુનાં દાન અપાય. શોભા. ત્યાં ત્રીજું મંગળ વરતાય, શોભા. ૪. ત્રીજે મંગળ હસ્તીનાં દાન અપાય. શોભા. ચોથા મંગળે કન્યાનાં દાન અપાય, શોભા. ૬. ત્યાં તો વરતાયાં છે મંગળ ચાર. શોભા. આપે ગરથ સહિત ભંડાર. શોભા. ૭. લાવે બાણમતી કંસાર. શોભા. ત્યાં તે પીરસે છે ચાર વાર. શોભા. ૮. ત્યાં તો આરોગે નરનાર, શોભા. ત્યાં તો દૂધડે સ્નાન કરાય. શોભા. ૯. સૌભાગ્યવતીને બોલાવે, શોભા. ઓખા સૌભાગ્યવતી કહેવરાવે. શોભા. ૧૦. ઓખા અનિરુદ્ધ પરણીને ઊઠયાં, શોભા. ત્યાં તો જાનૈયે મેરૂ ત્રુઠયા. શોભા. ઘણેરી રે. ૧૧.

## કડવું-૮૬મું.

બાણાસુર ગોરડી નોતરે, સૌ કોઈ સાથ શું રે. સાથે જમણની રીત હળધર ભ્રાત શું રે. શ્રીકૃષ્ણ કરે પ્રણામ, હળધર ભ્રાત શું રે, તમો ગોરડી વેળા પધારજો, સૌકો આવજો રે, સાથ માણસની તે રીતે, ગમે તેને લાવજો રે; વેવાણ ઘરમાં ગઈ, જયાં વરની માવડી રે, તેના કુમકુમ રોળ્યા પાય,

જઇ પાયે પડી રે, અનિરુદ્ધની માવડી બોલિયા રીત અમારડી રે, ગોરડી મનાવીને ચાલિયાં, મન શું માલતાં રે. હાલ હાલ કરો રસોઈ, રાંધણ ચાલતાં રે. રસોઈ બહુ પ્રકારની ગણતાં નવ લહું રે, કાંઇ વસ્તુ અનેક, ગણતાં સહુ કહે રે. જાદવ કેરી જોડ, સહુકો સાથ શું રે, આવ્યા કૃષ્ણ મહારાજ, છપ્પન ક્રોડ શું રે વેવાઈની વાત, કાંઈક સાંભળી રે ભોજન કરવા ઠામ, જુગતિઓ ભલી રે, આજ્ઞા આપી રાય, સહુકો, બેઠાં બેસણે રે; નવ જોબનવંતી નાર, નિકળી પીરસણે રે, ચમકતા તકિયા ઘણા; ઝારી ને લોટડા રે, માંહે બેસણે બહુ વિવેક. દિસે ફુટડા રે, બાવન ગજની થાળી, સોનાના વાડકા રે. પીરસનારી પ્રમાણ, જમનારા લાડકા રે, ખાંડ પકવાન મેવા, બહુ ઘણા રે, પુરણ ને દૂધપાક, સાકરીયા ચણા રે, ગોટા તળિયા, તડબુચા, આંબા સાખશું, પિસ્તા ને અખરોટ, દાડમ દ્રાક્ષશું રે, તલ સાંકળી મોળાં દહિંથરા; સેવ છૂટી કળી રે; ખોબલડે પીરસે ખાંડ, મરકી બેવડી રે, ખાજાં જલેબી, દીસતી દાળિયાં મસમસે રે; ઘેબર ને મોતીચુર, જમતાં સહુ હસે રે. મગદાળ ને મેસુર, પેંડા લાવીઆ રે; પકવાન બીજાં અનેક લાકડશી ભાવીઆ રે, બાટ બંધટો રાંધીઓ માંહે ખાંડ ભેળી રે; ગવરીનાં તાવ્યાં ઘી, સેવો ગળી રે; સારો કર્યો કંસાર, પોળી પાતળી રે; સાકરની મીઠાશ, આણી કચોળે ભરી રે. જમવા બેઠી નાર, જાદવની બાપડી રે; જમતા કહે ભલી રે, લવીંગ સોપારી એલચી રે, પાન સમારીઆ રે; બીડલે બાસઠ પાન, સહુને આપીઆં રે, સાજન હતું કૃષ્ણનું, તે સર્વે જન્મ્યું રે. પ્રેમાનંદના નાથ, ત્યાં વહાણું થયું રે.

## કડવું-૮૭મું.

**રાગ પહેરામણીનો** આપ્યું મૂકયું સર્વે પહોંચ્યું, કન્યાને વળાવો; મારા નવલા વેવાઈઓ, રથ ઘોડા ને પામરિઓ, સૌ જાદવને બંધાવો; મારા નવલા વેવાઈઓ, જરકસી જમા, તમે કૃષ્ણને પહેરાવો; મારા નવલા વેવાઈઓ. પંચ વસ્ત્ર ને શણગાર, તમે જમાત્રને આપો; મારા. દક્ષિણાના ચીર, રાણી રૂક્ષ્મણીને આપો. મારા. સાળુ ઘરચોળા, સતી સત્યભામાને આપો. મારા નવલા વેવાઈઓ. પાટણનાં પટોળાં; રાણી જાંબુવતીને આપો. મારા નવલા વેવાઈઓ.

**વલણ** પહેરામણી પૂરણ થઈ, હેડે હરખ ન માય રે; કન્યા તેડી કોડ કરી, હવે કૃષ્ણ દ્વારિકા જાય રે.

## કડવું-૮૮મું.

**રાગ વરાડી** ઓખા ચાલી ચાલણહાર, સૈયરો વળાવા સંચરી; ઓખા ઊભી રહે મળતી જા. માને વહાલી દીકરી; કોઈ લાવે એકાવળ હાર, કોઈ લાવે સોનાનાં સાંકળાં; કોઈ લાવે સોળ શણગાર, ઓખાબાઈને પહેરાવવા. ઓખાજી વળતાં બોલિયાં; કહે બાઈ રે, ચિત્રલેખા આવ ઓરી, આ વાર રે, આ લે સોનાનાં સાંકળાં. બોલ્યાં બાઈ રે, તારા ગુણ ઓશિંગણ ગાઉં, બોલ્યાં બાઈ રે; નિત નિત ગોમતી ને રણછોડ આવ્યા નાહી રે, ત્યાં મુજને સંભાળજો, બાઈ રે; એટલે

પહોંચ્યા મનના કોડ, મારી બાઈ રે.

### કડવું-૮૯મું.

**રાગ ધોળની દેશી** ઓખાબાઈ તો સાસરીએ હવે જાય રે, માનુની તો મળી મંગળ ગાય રે; રથ અગ્રે પૈડે શ્રીફળ તે સંચાય રે, ઓખાબાઈ ને લાડુ કચોળું અપાય રે, ઓખાબાઈને શિખામણ દે છે માય રે.

### કડવું-૯૦મું.

**રાગ બીલ્હોસ** સાસરિયાના સાથમાં, તું ડાહી થાજે દીકરી; હું તુજને શિખામણ દઉં તે રખે જાતી વીસરી, સાસરિયાના સાથમાં, હળવે હળવે ચાલિયે; સાસરિયાના સાથામાં ખોળે ખાવા ના ઘાલિયે, સાસરિયાના સાથમાં, કંથ સારું માલિયે; સાસરિયાના સાથમાં, સડકો આઘો તાણીએ. સાસરિયાના સાથમાં, કૂવે વાત ન કીજીએ; સાસરિયાના સાથામાં, પર પુરુષ સાથે વાત કરતાં બીજીએ. સાસરિયાના સાથમાં ઢુંકી પાણી નવ લીજીએ; સાસરિયાના સાથમાં. પર પુરુષથી હસી તાળી નવ લીજીએ; પિયુજીને પરમેશ્વર જાણી, પગ ધોઈ પીજીએ રે.

### કડવું-૯૧મું.

**રાગ ફટાણાની ચાલ** આવ્યો આવ્યો દ્વારિકાનો ચોર, લાખેણી લાડી લઇ વળ્યો રે; જેણે વડવે ચાર્યા ઢોર, લાખેણી હાર્યો હાર્યો બાણાસુર રાય, કૃષ્ણરાય જીતિઆ રે; વેગે આવ્યા દ્વારિકાની માયં, કેશવરાય જીતિયા રે રાણી રૂક્ષ્મણીએ વધાવી લીધા, ત્રિકમરાય જીતીયા રે; તે તો પુરાણે પ્રસિદ્ધ, ધીંગડમલ જીતીયા રે. તે તો ગોત્રજ આગળ જાય, કલ્યાણરાય જીતીઆ રે; બંનેના હાથે કંકણ મીંઢળ છોડાય, કલ્યાણ રાય જીતીઆ રે.

### કડવું-૯૨મું.

**રાગ ધોળ મંગળ** તારા બાપનો બાપ તેડાવ, છોગાળા દોરડો નવ છુટે, તારો કુષ્ણ વડવો તેડાવ, છબીલા દોરડો નવ છુટે. તારી રૂક્ષ્મણી માતા તેડાવ, તારો પ્રદ્યુમન તાત તેડાવ, છબીલા. તારી રતુમડી માત તેડાવ, છબીલા. બ્રહ્માએ વાળી ગાંઠ, છબીલા. તારો બળભદ્ર કાકો તેડાવ, છબીલા; તારી રેવતી કાકી તેડાવ, છબીલા તેની રુદ્રે બાંધી ગાંઠ, કેમ છુટી જાય, હો લાડી; તારો બાણાસુર તાત તેડાવ, હો લાડી. બાણામતી માત તેડાવ, હો લાડી; તારો શંકર તાત તેડાવ, હો લાડી; દોરડો નવ છુટે. તારી પારવતી માત તેડાવ હો લાડી; તારો ગણપતિ ભ્રાત તેડાવ, હો લાડી, દોરડો નવ છુટે, તારી શુદ્ધ બુદ્ધ ભોજાઈ તેડાવ; હો લાડી; દોરડો નવ છુટે. તારી ચિત્રલેખા ચોર તેડાવ, હો લાડી; દોરડો નવ છુટે, ઓખા છોડે દોરડો ને જાદવ જીુવતી ગાય, છબીલા દોરડો નવ છુટે. બેઠી ગાંઠ તે છુટી જાય, છબીલા દોરડો કેમ છુટે.

## કડવું-૯૩મું.

**રાગ ધનાશ્રી** રીત ભાત પરિપૂર્ણ કરી ઉઠયા કૃષ્ણ તન જી. નવું રે મંદિર વસાવવાને, ત્યાં આપ્યું રે ભવન જી. એક વાર શ્રીકૃષ્ણે ઓખાને; ખોળા માંહે બેસારી જી; માંગવું હોય તે માંગી લેજે, તું છે વહુઅર અમારી જી, મારા બાપને એક દીકરો; તમે આપો રે ભગવાન જી; ભગવાને આપ્યો દીકરો, તેનું ગયાસુર નામ જી. બાણાસુરનો ગયાસુર વંશ ધારણહાર જી; કહી કથા ને સંદેહ ભાગ્યો, પરીક્ષિત લાગ્યો પાય જી, શુકદેવજી અમને પાવન કીધા, સંભળાવ્યો મહિમાય જી. આરાધું ઈષ્ટ ગુરુદેવને, ગણપતિને લાગું પાય જી. શ્રોતા વક્તા સહુ સાંભળો; કહે કવિ કર જોડ જી; ભાવ ધરી સહુ બોલજો જય જય શ્રી રણછોડજી.

ઈતિ શ્રી ભાગવત મહાપુરાણે દશમ સ્કંધે શ્રી શુકદેવ પરીક્ષિત સંવાદે પ્રેમાનંદ કૃત ઓખાહરણ સંપૂર્ણ.

❖ ❖ ❖

સૃષ્ટિ કર્તા આદ્ય બ્રહ્મા
↓
મરીચિ
↓
હિરણ્યકશ્યપ
↓
પ્રહલાદ
↓
વિરોચન
↓
બલિરાય
↓
બાણાસુર + બાણામતિ
↓
ઓખા + ગયાસુર